# પ્રગતિને પંથે

( પૂ. અનસૂયાબહેનનાં પ્રેરક પ્રવચનો )

: સંપાદક :

શિવશંકર શુકલ

: પ્રકાશક :

ગાંધી મજૂર સ્મારક ટ્રસ્ટ

અમદાવાદ

જે કાંઈ સત્કાર્યો થાય છે તે સર્વે ઈશ્વરની પ્રેરણા ૨
કૃપાથી જ બને છે. મનુષ્ય તો નિમિત્ત માત્ર જ છે.

× × ×

કંઈક ઊંડું વિચારીશું તો જણાશે કે સાચી પ્રગતિનો આધ
સંખ્યા કરતાં પણ એ પ્રવૃત્તિમાં જોડાતી વ્યક્તિઓની આંતરિ
ભાવના, ઉત્સાહ તથા કાર્ય ઉપર અવલંબે છે.

અનસૂયાબહેન

મુદ્રક :
શ્રી. મોહનલાલ બાપુલાલ જોષી
મજૂર મુદ્રણાલય, ભદ્ર-અમદાવાદ

પ્રકાશક :
શ્રી. શા. ૨. વસાવડા
મંત્રી, ગાંધી મજૂર સ્મારક

કિંમત : એક રૂપિયો

# પ્રગતિને પંથે

( પૂ. અનસૂયાબહેનના પ્રેરક પ્રવચનો )

: સંપાદક :

શિવશંકર શુક્લ

: પ્રકાશક :

ગાંધી મજૂર સ્મારક ટ્રસ્ટ

અમદાવાદ

# અનુક્રમણિકા





અમદાવાદના મજૂર મહાજન સંઘના નવા મકાનની
વાસ્તુશાંતિ પછી

# પ્રેરણામૂર્તિ મોટાંબહેન

અનસૂયાબહેન જેમને અમે બધા એમના સાથીઓ, વહાલસોયા 'મોટાં બહેન'ના નામથી સંબોધીએ છીએ તેમની પ્રેરક વાણીનું સંકલન કરી જનતા સમક્ષ આ પ્રકાશન મૂકવામાં આવે છે તેને હું ઉમળકાથી આવકારું છું. અનસૂયાબહેન, સળંગ ૫૩ વર્ષ એટલે અડધી સદી સુધી અમો સૌને માટે તથા મજૂરઆલમ માટે પ્રેરણામૂર્તિ રહ્યાં છે. તેમના વિચારો, મંતવ્યો અને માર્ગદર્શન, તથા સલાહ અને સૂચનો અમૂલ્ય હતાં. તેનું મૂલ્યાંકન શબ્દમાં નહિ થઈ શકે. તેમના નિકટના સાથીઓને પોતપોતાના કાર્યક્ષેત્રમાં અને પ્રવૃત્તિમાં તેમની દોરવણી મહત્ત્વની હતી તેથી વધુ તો તે સમગ્ર જીવનના ઘડતરમાં સચોટ અને વ્યવહારુ વળાંક આપવામાં અસરકારક હતી.

## ખુશીનો અવસર

અહીં અમારી એ ભૂલનો સ્વીકાર કરવો જોઈએ કે સમયે સમયે અનસૂયાબહેને આપેલાં રચનાત્મક માર્ગદર્શનો અને વિચારોને અમે સમયસર છપાવી શકયા નહિ તેમ જ કેટલાંક પ્રવચનોની યથાવત્ નોંધ લઈ શકયા નથી. આજે જે પ્રવચનો અને ઉદ્‌બોધનો ઉપલબ્ધ છે તે નવી પેઢીના યુવાનો, વિદ્યાર્થીઓ, સેવાકાર્યમાં પડેલા કાર્યકર્તાઓ, બહેનો અને પ્રજા સમક્ષ મૂકવા અમે ભાગ્યશાળી થયા છીએ તે અમારે માટે ખુશીનો અવસર છે.

## ગરીબોની ઉન્નતિ માટે

અનસૂયાબહેન ઈ. સ. ૧૯૧૧માં વધુ અભ્યાસ માટે વિલાયત ગયાં અને ત્યાં વધુ અભ્યાસ દરમિયાન સામાજિક સેવા અને ગરીબ શ્રમજીવીઓના પ્રશ્નોનો અભ્યાસ કર્યો. ઈ. સ. ૧૯૧૩માં તેઓ સ્વદેશમાં પાછાં ફર્યાં અને તરત જ પોતાની અંદરની પ્રેરણાથી ગરીબ મજૂરોની સેવામાં જોડાયાં, ત્યારથી

## બીજમાંથી મહાન વૃક્ષ

કેળવણી અને સામાજિક સેવાના કામ સાથે મજૂરસંગઠનના પ્રશ્નોના ઉકેલનું કામ શરૂ થયું. આ રીતે અનસૂયાબહેનના વરદ હસ્તે થયેલા મજૂરસંગઠનના શુભ કાર્યના બીજારોપણમાંથી ધીમેધીમે અમદાવાદમાં મજૂર મહાજન સંઘ જેવું મોટું વટવૃક્ષ ખીલી ઊઠયું. તે વડલાની શાખાપ્રશાખાઓ આખા દેશમાં ફેલાવા લાગી. ઔદ્યોગિક જીવનમાં ખંડનાત્મક વિચારો અને પદ્ધતિ સામે અહિંસા, સચ્ચાઈ, સંપ, ત્યાગ જેવાં સાધનોથી રચનાત્મક વિચારો અને લડતો લડવાની પદ્ધતિ ૧૯૧૮ની સાળખાતાની લડત વખતે ગાંધીજીએ આપી. તે પદ્ધતિનું અનસૂયાબહેને આ વડલાના મૂળમાં સિંચન કર્યું. ભારતના રાષ્ટ્રીય દેશદાઝવાળા અહિંસક સંગઠનની ઈમારતનો પાયો એ રીતે અનસૂયાબહેને નાખ્યો. ત્યારથી તે આજ સુધી દિનપ્રતિદિન 'રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસ'નું સંગઠન અનેકવિધ ક્ષેત્રે વધતું જ જાય છે તેમાં એક ઈશ્વરી સંકેત છે એમ હું શ્રદ્ધાથી માનું છું.

## ગાંધીજીનું માર્ગદર્શન

મજૂરસેવાની પ્રવૃત્તિમાં મોટાં બહેને ઝંપલાવ્યું ત્યાર પછી તેમની મદદે ગાંધીજી હંમેશ માટે તત્પર રહ્યા અને મજૂર મહાજન સંઘની પ્રયોગશાળામાં ભારતીય મજૂર ચળવળના પ્રયોગો કર્યા. ગાંધીજી જીવ્યા ત્યાં સુધી આ કાર્યને પોતાનું ગણીને સક્રિય રીતે ભાગ લેતા હતા. તેવી જ રીતે શંકરલાલ બેંકર પણ આ મજૂરપ્રવૃત્તિમાં મોટાંબહેનના કામમાં શરૂથી ઊંડો રસ લઈ કામ કરી રહ્યા છે અને અમારી સૌની વચ્ચે અમદાવાદ તેમ જ આખા દેશમાં જે મજૂરસંગઠનનું કાર્ય ચાલી રહ્યું છે તેમાં શંકરલાલભાઈ સતત કીમતી માર્ગદર્શન આપી રહ્યા છે.

## રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસ

અમદાવાદ મજૂર મહાજન સંઘની સભ્યસંખ્યા આજે એક લાખની છે. લાખ મજૂરોના સંગઠને, સંખ્યાથી નહિ પરંતુ ભાવના અને દેશભક્તિથી ઊભી થયેલી સંઘશક્તિથી આખા ગુજરાતમાં ઉપરાંત મધ્યપ્રાંત, મહારાષ્ટ્ર, એમ આખા દેશમાં ગાંધીજીની મજૂરચળવળની હવા ફેલાવી. ગાંધીજી અને સરદારશ્રીના આશીર્વાદથી અને સહકારથી અમદાવાદના મજૂરસંગઠનના

પ્રયોગને રાષ્ટ્રવ્યાપી સ્વરૂપ મળ્યું. અને ૧૯૪૭માં રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસની સ્થાપના થઈ. દેશના ભાંગફોડિયાં અને ખંડનાત્મક બળોનો આ નવા રાષ્ટ્રીય સંગઠને મુકાબલો કર્યો અને આજે સભ્યસંખ્યા ૨૦ લાખની બનાવી ભારતની તમામ મજૂરસંસ્થાઓમાં મોખરે સ્થાન મેળવ્યું છે.

## સંવર્ધન ને પોષણ

ભારતમાં સ્વદેશી મજૂરઆંદોલનનાં સર્જક, પ્રેરક અને પ્રવર્તક અનસૂયાબહેન હતાં એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. આ મજૂર આંદોલનની ઝડપી પ્રગતિના મૂળમાં અનસૂયાબહેને ગાંધીજીની પદ્ધતિમાં અખૂટ શ્રદ્ધાનું બળ પાયામાંથી આજસુધી સિંચ્યું છે. એટલે ૫૦ વર્ષ સુધી આ પ્રવૃત્તિની જન્મદાત્રી માતાની જેમ પ્રવૃત્તિનુ સંવર્ધન, ઘડતર અને પોષણ કર્યું છે.

## વ્યક્તિત્વ અને પ્રતિભા

આજ સુધી પોતાની સાથે કામ કરતા સાથી કાર્યકરોને અનસૂયાબહેન માર્ગદર્શન આપતાં રહ્યાં છે. તેમનાં વાત્સલ્ય, ક્ષમા, ઉદારતા, અને કામની ઝીણી વિગતોની સમજ ઊંચા પ્રકારનાં હતાં. અનેક વિષમ સ્થિતિ, લડતો, આંદોલનો કે વાટાઘાટોમાં પ્રશ્નની તમામ બાજુઓ રચનાત્મક રીતે તપાસી જવા તેઓ આગ્રહ રાખે જ. ઉપરાંત નિર્ણયો અને યોજનાઓના અમલની ભૂમિકા સમજાવવાની તેમની શક્તિ અદ્‌ભુત હતી. અનેક પ્રસંગોમાં, ચર્ચાઓમાં, સભાઓમાં, સંસ્થામાં, વિચારણાની આપલેમાં, અનસૂયાબહેનના વ્યક્તિત્વની અનેરી પ્રતિભા હજુ મારી નજરથી દૂર થતી નથી.

## અનસૂયાબહેનને આભારી

અનસૂયાબહેને પોતાની મજૂરપ્રવૃત્તિમાં ગાંધીજીના વિચારો અને કાર્યપદ્ધતિનો પ્રયોગ કરવાનું કામ કર્યું અને આ કામમાં ગાંધીજીનું માર્ગદર્શન અને સક્રિય સહાય આવી મળ્યાં તે પણ અનસૂયાબહેનને જ આભારી હતાં. એ ૧૯૧૭ પછીના મજૂર મહાજન સંઘના ઇતિહાસમાં સુવિદિત છે. ગુલઝારીલાલ અને મેં અમદાવાદ અને આખા દેશમાં ગાંધીજીએ ચીંધેલા માર્ગે મજૂરપ્રવૃત્તિમાં જે કાંઈ કામ કર્યું તે પણ મહદ્ અંશે અનસૂયાબહેનને જ આભારી છે.

## વાત્સલ્યભર્યું ઘડતર

છેલ્લાં ૪૫ વર્ષથી હું મોટાંબહેન સાથે કામ કરું છું. તેમાં મારા દરેક નાનામોટા કામમાં અને કામને અંગે રહેલી પદ્ધતિમાં મારા મનમાં હંમેશાં

એક વાત તરી આવતી રહેતી અને રહે છે કે 'અનસૂયાબહેન શું કહેશે અગર શું વિચારશે? અનસૂયાબહેનનાં ઊંચાં ધોરણો નજર સમક્ષ રાખવા જાગ્રત રહેવું પડતું અને એ રીતે અમો બધા તેમના સાથીઓનો વિકાસ ઊંચી કક્ષાનો તેમણે કર્યો. તેમ કરવામાં 'મા' જેવા વાત્સલ્યથી અમારું ઘડતર કર્યું.

## સર્વગ્રાહી વિચારો

ગાંધીજી પણ કેટલાક મહત્ત્વના પ્રશ્નોમાં અનસૂયાબહેનનું મંતવ્ય જાણવા ઇંતેજાર રહેતા હતા. આંટીઘૂંટીવાળા અનેક પ્રશ્નો, જીવનસરોસટીની લડાઈઓ, ઉદ્યોગ અને મજૂરોના હિતોનો સમતોલ વિચાર; સંગઠનની રાષ્ટ્રીયતા, પ્રજાના સેવક બનવાની લાયકાતનાં ધોરણો અને બધાં કામો કરવામાં સત્ય, અહિંસાનાં સાધનો વગેરે ઉપર અનસૂયાબહેનના જે વિચારો અને મંતવ્યો આ પ્રકાશનમાં મૂકવામાં આવ્યાં છે તે ઉપરથી જણાશે કે તેઓના વિચારો સર્વગ્રાહી હતા.

## સૌનું કલ્યાણ

ઉદ્યોગ, મજૂરો અને સમાજના અન્યોન્યના હિતની સુરક્ષા કરવા તત્પર રહી પોતાનું કલ્યાણ સાથે બધાનું કલ્યાણ થાય તે અનસૂયાબહેનના વિચાર અને કાર્યભૂમિકાનું મધ્યબિંદુ હતું. ઉદ્યોગ કે મજૂરો પોતાના સ્વાર્થની વાતો કરે, સંગઠનની શક્તિ સ્વાર્થ માટે અજમાવે તેવા સંગઠનને અનસૂયાબહેનના વિચારોમાં સ્થાન ન હતું.

## નાગરિક જીવનનું સિંચન

ઉપરાંત મજૂરોની માત્ર આર્થિક સ્થિતિ સુધરે તેમાં જ અનસૂયાબહેનને સંતોષ ન હતો. પરંતુ મજૂરોનો સંસાર રૂડો થાય, તેમનું સામાજિક અને કૌટુંબિક જીવન સુધરે તે માટે જ તેઓ મજૂરોની સેવામાં જોડાયાં હતાં. અને તે કામમાં વધુ સમય આપતાં હતાં. તે કામ માટે અનેક સામાજિક પ્રવૃત્તિઓ શરૂ કરાવી અને એ દ્વારા નાગરિક જીવનનું મજૂરોમાં સિંચન કર્યું.

## સામાજિક સેવાકાર્યો

દિવસ-રાતની શાળાઓ, ઔષધાલયો, કથા, કીર્તનસમારંભો, સહકારી મંડળીઓ, બાળમંદિર, કન્યાગૃહ, ઇસ્પિતાલ, પ્રસૂતિગૃહ, મહિલામંડળ અને મજૂરોનાં બાળકો, કન્યાઓ અને સ્ત્રીઓનાં વિવિધ હિતકાર્યો કરીને આખા કુટુંબ-જીવનને સંસ્કારી અને સમૃદ્ધ બનાવ્યું. ખાસ કરીને મજૂરોમાં નારીપ્રવૃત્તિ દ્વારા

બહેનોના જીવનમાં આવતાં અનેક દુઃખોમાંથી મુક્ત થવા બહેનોની પ્રવૃત્તિ ચાલુ કરી. આ તમામ પ્રવૃત્તિઓ પોતાની જાતદેખરેખ નીચે ચલાવી ઊંડો રસ લીધો. તેને પરિણામે આજે મજૂરસમાજમાં, કુટુંબમાં સુઘડતા, સ્વચ્છતા, આરોગ્ય, કેળવણી વ્યાપક રીતે દેખાય છે.

## નવસર્જનની શકિત ને પ્રેરણા

આઝાદીની લડત દરમિયાન ગાંધીજીએ સમાજસુધારણાનો એક મોટો જંગ માંડયો હતો તેની અસર નીચે મજૂરપ્રવૃત્તિમાં અનસૂયાબહેને જે સતત કામ કર્યું અને તેમાં એકધારી સફળતા મેળવી તેવી સફળતા મજૂરક્ષેત્ર સિવાય અન્ય રચનાત્મક પ્રવૃત્તિમાં તેટલી ઝડપથી મળી ન હતી. અનસૂયાબહેનની એક વિશિષ્ઠતા એ હતી કે પોતે જે નાની પણ પ્રવૃત્તિ ઉપાડે તેમાં સતત નવસર્જનની શકિત અને પ્રેરણા તેઓ રેડતાં જ રહે, પોતાની મમતાભરી જાતદેખરેખથી તેનું સંવર્ધન કરે અને તેમાં પોતાનું બધું જ હોમી દે. ગરીબ જનતાના ઉત્કર્ષ માટે સમગ્ર જીવન સમર્પણ કરનારાં અનસૂયાબહેન મજૂરોનાં અને અમારાં મા જેવાં પ્રેરણાંમૂર્તિ બન્યાં તેમાં શું નવાઈ છે!

## સેવાક્ષેત્રે જીવનસમર્પણ

આઝાદીની લડત દરમિયાન અને આઝાદી પછી એમ ૫૩ વર્ષના લાંબા સમયમાં ભારતમાં અનેક સન્નારી રત્નોએ અનેક ક્ષેત્રમાં પોતાની સેવા આપી છે. પરંતુ પોતાનું સેવાક્ષેત્ર પોતે બનાવી તેમાં સમગ્ર જીવન સમર્પણ કરનારાં અનસૂયાબહેન જેવાં વિરલાં જ છે. છતાં અનસૂયાબહેને પોતાના કાર્યની જાહેરાત કે પ્રસિદ્ધિ કદી થવા દીધી નથી. એમના જીવનમાંથી એ રીતે ઘણું પાથેય આપણને અને ભવિષ્યની પેઢીને-ખાસ કરીને જેમને આવું સેવાધારી પવિત્ર જીવન ગાળવું છે તેમને મળી રહેશે.

## ભાવિ પેઢીનું કામ

આ નાનકડુ પ્રકાશન મજૂર કાર્યકરો માટે જ નહિ પરંતુ સામાજિક કાર્યકરો માટે માર્ગદર્શક અને ઉપયોગી બનશે એવી હું આશા રાખું છું. વાચક જોઈ શકશે કે અનસૂયાબહેનનાં પ્રવચનો કે સંદેશા ટૂંકા, સરળ, પારદર્શક અને સૂત્રાત્મક હતા. છતાં તેમાં રચનાત્મક મજૂરપ્રવૃત્તિનું પૂરેપૂરું હાર્દ આવી જાય છે. એ આદેશો અને વિચારોનો અમલ કરવાનું ભાવિ પેઢીનું કામ છે.

## શક્તિનો વિકાસ

અનસૂયાબહેને પોતાની ૮૨ વર્ષની આયુ સુધી કોઈ વિપુલ સાહિત્ય લખ્યું નથી પરંતુ તેમના વિચારો અને કાર્ય શક્તિશાળી હતાં. તેમાંથી ભગીરથ પુરુષાર્થની શક્તિ પેદા થતી, હજારો અને લાખો ગરીબોના હૃદય ઉપર તે બિરાજતાં અને અજ્ઞાનના અંધકાર દૂર થતા રહ્યા. પરિણામે આજે પણ એક લાખ મજૂરોનું મહાજન હજુ શક્તિ અને પ્રવૃત્તિથી ધમધમી રહ્યું છે. તેના ધબકારા ભારતના રાષ્ટ્રીય આંદોલનમાં પડી છે!

## હૃદયની અંજલિ

અનસૂયાબહેન એ સર્જનશક્તિનાં જન્મદાત્રી હતાં. તેમને અમારા સૌની અને ભારતના મજૂરોની હૃદયની અંજલિઓ સદાકાળ, સદાય વરસતી રહેશે.

મજૂર દિન
૪-૧૨-૧૯૬૬

**ખંડુભાઈ દેસાઈ**



"જે ધ્યેય આપણી સમક્ષ મૂકવામા આવ્યુ છે તેને પહોચવા માટે હજી વિશેષ પ્રયત્નની જરૂર છે પૂ ગાધીજીએ જે સદેશો મોકલ્યો છે તેમા પણ એમણે આપણને હજી આગળ વધવા પ્રેરણા આપી છે"

અનસૂયાબહેન

# ૧. ગાંધીજીની છત્રછાયા

[ સંયુક્ત પ્રતિનિધિ મંડળે કરેલા ઠરાવ અનુસાર ૧૯૩૫ની તા. ૪થી ડિસેમ્બર, બુધવારને રોજ સાંજના ચાર વાગે મિરજાપુર રોડ ઉપર આવેલી જૂની મજૂર ઑફિસના વિશાળ ચોગાનમાં મજૂરોની એક મોટી માનવ મેદનીએ 'મજૂર દિન' ઊજવ્યો હતો. ચોગાનને સુંદર રીતે ધ્વજા, સૂત્રો અને આસોપાલવથી શણગારવામાં આવ્યું હતું અને મજૂરોનાં ટોળેટોળાં બ્યુગલ વાગ્યાથી સભામાં ઊતરી આવતાં હતાં. લગભગ ૧૦ હજારની સંખ્યાએ અપૂર્વ ઉત્સાહ અને શાંતિથી 'મજૂર દિન'નો સંદેશો સાંભળ્યો હતો.

સભાની શરૂઆતમાં મહાજનના વણકર વિદ્યાર્થી આશ્રમના વિદ્યાર્થીઓ તેમ જ પંડિત ખરે અને તેમની મંડળીએ સંગીતથી વાતાવરણને સુમધુર બનાવી દીધું હતું.

એ સભામાં મહાજનનાં પ્રમુખ અનસૂયાબહેન, શંકરલાલ બેંકર, ગુલઝારીલાલ નંદા, ખંડુભાઈ દેસાઈ, કાર્યવાહક મંડળોના સભ્યો અને પ્રતિનિધિઓ હાજર હતા. એ સભામાં અનસૂયાબહેને નીચે પ્રમાણે પ્રવચન કર્યું હતું.]

તમારા સંગઠનનો પાયો નંખાયે આજે ૧૮ વર્ષ પૂરાં થાય છે. તે દરમિયાન તમારા કલ્યાણાર્થે તમે જે પ્રગતિ સાધી તેને સારુ તમને અભિનંદન આપું છું.

## આપણું ઘડતર

પૂ. ગાંધીજીની છત્રછાયા નીચે આપણું ઘણું ઘડતર થયું છે. જે સંતના દર્શન પણ દુર્લભ છે તેમણે આપણી બાંય ઝાલી આપણને સાચો માર્ગ બતાવ્યો છે, આપણી ભાવનાઓને કેળવી છે, રહેણીકરણી બદલી છે અને આપણા આચારવિચારમાં પલટો કરાવ્યો છે તેમ જ આપણને પ્રગતિને પંથે ચડાવ્યા છે.

## મહાજનને શોભાવ્યું છે

ન્યાય અને નીતિથી વર્તવામાં તમને અનેક કષ્ટો પડયાં છે પણ તે સર્વે તમે સમજ, ધૈર્ય અને શૌર્યથી સહન કરી તમારા મહાજનને શોભાવ્યુ છે. એને લીધે પૂ. ગાંધીજી તમારે સારુ મગરૂર છે.

## જીવનની એ ધન્ય ઘડી

તમારી સાથેનો મારો પરિચય સને ૧૯૧૪ના માર્ચ માસમાં થયો. એને પણ બાવીસ વર્ષ પૂરાં થવા આવ્યાં. તમારામાં કામ કરવાની વૃત્તિ જે ક્ષણે મારામાં ઉદ્દ્ભવી એ ક્ષણને હું મારા જીવનની ધન્ય ઘડી સમજું છું. અમરપુરામાં એક નાનકડી નિશાળ કાઢી તમારાં બાળકોને ભણાવવાનું મેં શરૂ કરેલું. ત્યાં કામ કરતાં કરતાં તમારી વિકટ સ્થિતિ સમજાવા લાગી. ૨૪ અને ૩૬ કલાક મિલમાં લાગટ કામ કર્યા પછી ઘેર જતાં સ્ત્રી–પુરુષોનું દૃશ્ય અત્યારે પણ મારી આંખ આગળ ખડું થાય છે. કુમળાં બાળકો પાસે પણ બે નામથી બાર બાર કલાક કામ લેવાતું. પગાર અતિશય ઓછા હતા. સાળ ખાતામાં મહિને ૨૦ રૂપિયા મળતા હશે. થ્રોસલમાં ૧૧ રૂપિયા હતા. ૧૯૧૭માં તાણાવાળાઓએ ભાવમાં વધારો માગ્યો. એમને સહાય અને સલાહ આપવા મને બોલાવી. લડત બે માસ ચાલી. એમાં સફળતા મળી.

## ગાંધીજીની પ્રેરણા

પરંતુ મજૂરચળવળને વેગ તો પૂજ્ય ગાંધીજીની આગેવાની નીચે ચાલેલી સાળખાતાની હડતાળથી જ મળ્યો. આદર્શ રીતે લડત ચલાવવાનો પાઠ એમણે શીખવ્યો. પંચની પ્રથા એમણે એમના જીવના જોખમે સમજાવી. મજૂરો સ્વમાન અને ટેક કેવી રીતે રાખી શકે તે બતાવ્યું. આ મહાજનની સ્થાપના પણ એમની

સહાયથી થઈ. પૂ. ગાંધીજી માંદગીને બિછાનેથી શહેરમાં આવતા અને જુદાંજુદાં મહાજનની સ્થાપનાની સભા ભરતા તે તમારામાના ઘણાને યાદ હશે

## પ્રારંભના સાથીઓ

સ્થાપના પછી મહાજનનું કામ ચલાવવુ મારે સારુ બહુ મુશ્કેલ હતું. માલિકોની યુકિતઓને સમજવાનું અને પહોચી વળવાનું મારું ગજું નહોતું ભાઈ કાળીદાસ જશકરણ ઝવેરી પોતાની વકીલાત બે વર્ષ સારુ છોડી દઈને મદદ કરવા મહાજનના કામમા જોડાયા મહાજનની શરૂઆત એટલે બને બાજુની અમને મૂંઝવણ હતી. આવા કટોકટીના પ્રસંગે શંકરલાલભાઈની અમૂલ્ય સહાય અમને મળી. એમની સલાહ અને મદદ ન હોત તો આજે જે સંગઠન અને વ્યવસ્થિતતા જુઓ છો તે મારાથી ન બની શકી હોત.

પણ તે પછી મહાજનને સારુ વિકટ વર્ષો આવ્યાં પૂ ગાધીજીને ૧૯૨૨ની સાલમા સરકારે જેલમાં પૂર્યા. ભાઇ શંકરલાલ પણ એમની સાથે જેલમાં ગયા એ અરસામા સુભાગ્યે ભાઈ ગુલઝારીલાલ અને ખંડુભાઈ દેસાઈ મહાજનના કામમા જોડાયા. જોકે તેઓ તરત જ આવેલા અને નવા હતા છતા એમણે મહાજનને અવનવો વેગ આપ્યો અનેક મુસ્કેલીઓ અને ગૂંચવણભરી પરિસ્થિતિમા અખૂટ ધીરજ અને ખંતથી તથા અથાગ મહેનતથી તેમણે મહાજનને સુદઢ કર્યું, તેનો વિસ્તાર વધાર્યો. આ બંને ભાઈઓ અને એમના સાથીઓએ મૂગે મોઢે અને અપ્રતિમ વફાદારીથી તમારું હિત સાચવવા મહાન પ્રયત્નો કર્યા છે.

## ઉજ્જવળ ભાવિ

પરંતુ આ પ્રયાસનું જે શુભ પરિણામ આવ્યું છે તેનો ખરો યશ તો તમને ઘટે છે તમોએ પૂ ગાધીજીના સિદ્ધાતોને વિવેકપૂર્વક વ્યવહારમા ઉતાર્યા છે અનેક વિકટ સંજોગોમા તમે

તેનું સારી રીતે પાલન કર્યું છે. તમારા સહકારથી મહાજનનું કામ સરળ થયું છે. આજે તો તમારા પ્રતિનિધિઓ નાનામોટા અનેક પ્રશ્નોમાં સમજપૂર્વક રસ લઈ જવાબદારીભર્યા નિર્ણય કરતા થઈ ગયા છે એ તમારા ઉજ્જવળ ભાવિના શુભ ચિહ્નરૂપ છે.

ઉદ્યોગ અને સમાજમાં સર્વની વાજબી જરૂરિયાતો પૂરી પડે, દરેકના વિકાસ માટે આવશ્યક અનુકૂળતા મળે એવી ન્યાયભરી પરિસ્થિતિ સ્થાપવી એ આપણું ધ્યેય છે. એ દિવસ વહેલો આણવામાં તમારા પ્રયાસો સહાયભૂત નીવડો એ પ્રાર્થના છે.

પ્રભુ તમો સર્વને ઉચ્ચતર જીવનની ઝાંખી કરાવો. મજૂરોનું સ્થાન જીવનમાં ઉચ્ચ બનાવો અને તે સ્થાનને ટકાવવા પ્રભુ તમારામાં સદ્દગુણ, ન્યાય, પ્રામાણિકતા અને સચ્ચાઈ વધારો. પ્રભુ તમો સર્વને સદબુદ્ધિ આપો. તમારું શ્રેય કરો, કલ્યાણ કરો.

તા. ૨૨-૧૦-૨૭

## ૨. આપણો આદર્શ

[ ૧૯૩૧ની તા. ૧૪ અને ૧૫મી નવેમ્બરના રોજ અમદાવાદ મજૂર મહાજન સંઘના આમંત્રણથી તે સંઘ સાથે ભળેલાં બધાં મહાજનોના પ્રતિનિધિઓની 'મજૂર મહાજન પરિષદ'નું પ્રથમ અધિવેશન શંકરલાલ બેંકરના પ્રમુખપદે અમદાવાદમાં મળ્યું હતું. પરિષદમાં અમદાવાદ, ઈદોર, ઉજ્જન, વડોદરા, કડી, કલોલ, પેટલાદ, ખંભાત, ભાવનગર, વગેરે સ્થળોના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી.

પરિષદની શરૂઆત તા. ૧૪મીના રોજ સવારના સાડાનવ વાગે મિરજાપુર શાંતિસદન બંગલામાં થઈ હતી

શરૂઆતમાં અનસૂયાબહેને પ્રતિનિધિઓનું સ્વાગત કરતાં નીચેનું પ્રવચન કર્યું હતું. ]

ભાઈઓ,

અમારા આમંત્રણને માન આપી તમો જે અહીં પધાર્યા છો તેમને અમદાવાદ મહાજન તરફથી હું આવકાર આપું છું. તમે બધા અહીં ભેગા થયા છો એથી અમને ખૂબ આનંદ થયો છે. તમારા સૌનું આજની સભામાં ભાગ લેવા પ્રતિનિધિ તરીકે ભેગા થવું તે અમદાવાદની મિલોમાં તથા બીજી જગ્યાની મિલોમાં કામ કરતા મજૂરો માટે ખૂબ મહત્ત્વની વાત છે. તમારાં ગામોમાં તમે મજૂર મહાજન સ્થાપી એકતા અને સંગઠન કરવા યત્ન કરી રહ્યા છો તે સફળ તો ત્યારે જ થશે કે જ્યારે જુદેજુદે સ્થળે આ ઉદ્યોગમાં મજૂરી કરનાર મજૂરોનો પોતપોતામાં તથા બીજા બધા કામદારો સાથે નિકટ સંબંધ હોય કે જેથી તેઓ હંમેશાં એકબીજાનાં સુખદુઃખમાં ભાગીદાર થવા તૈયાર રહે. આ તો આપણો આદર્શ છે. તેને પહોંચી વળવા સારુ આપણે બધાએ ઘણી મહેનત કરવાની

હજી બાકી રહે છે. મને તો ચોક્કસ લાગે છે કે આજની સભાથી આ દિશામાં આપણે મહત્ત્વનું એક પગલું આગળ ભરીએ છીએ મને આશા છે કે જ્યારે જ્યારે આપણે મળીશું ત્યારે ત્યારે આપણી વધુ ને વધુ પ્રગતિ થતી જણાતી રહેશે.

## પ્રગતિનું કારણ

અમદાવાદના મજૂર સંઘનું સદ્ભાગ્ય છે કે આ તમારી પહેલી સભા અમદાવાદમાં મળે છે. તેથી અમદાવાદનાં જુદાંજુદા મજૂર મહાજનોના પ્રતિનિધિઓને તમારો સૌનો સત્કાર કરવાની તક મળે છે. આજથી બાર વર્ષ પહેલાં અહીના મજૂર સંઘની સ્થાપના થઈ હતી. તે વખતે મજૂરોની સ્થિતિ અત્યારે છે તેવી ન હતી. સ્ત્રી, પુરુષ અને બાળકોને કદીકદી બાર કલાકથી પણ વધુ કામ કરવું પડતું. પગાર બહુ ઓછો મળતો. કામગીરીની સ્થિતિ અને અધિકારીઓનું વર્તન અસંતોષકારક હતું. જે કાંઈ પરિવર્તન આજે જોવામાં આવે છે તેને સારુ મજૂરોને ઘણુ કષ્ટ અને મહેનત વેઠવી પડી છે. પણ જે પ્રગતિ થઈ શકી છે તે મુખ્યત્વે પૂજ્ય મહાત્માજીની સલાહનો જે લાભ અહીંના મજૂરોને મળ્યો છે તેને આભારી છે

## સારો માણસ બને

મહાત્માજીએ મિલમાલિકો તથા મજૂરો પાસે માંહોમાંહેની તકરારોનો નિકાલ કરાવવા પંચના તત્ત્વનો સ્વીકાર કરાવ્યો છે તેથી, ઉદ્યોગ અને મજૂરવર્ગને હાનિ થયા વગર સાચી પ્રગતિનો માર્ગ ખુલ્લો થયો છે મજૂરોના અધિકારો ઉપરાંત તેમની ફરજો ઉપર પણ ખાસ ભાર મુકાયો છે તે કરતા પણ વધારે લાભ મજૂરોને તેમનું જીવન ઉચ્ચ કરવામાં થયો છે. સમાજમાં તેમનો દરજ્જો વધ્યો છે. સારો કારીગર બની સારો પગાર મેળવવા કરતાં વધુ અગત્યનુ તો એ છે કે મજૂર સારો માણસ બને, સારું અને સંસ્કારી જીવન ગાળી મનુષ્યદેહને સાર્થક કરે.

જો કે આ માર્ગ તો કઠણ છે. આ સિદ્ધાંતોનું પાલન કરવું અઘરું લાગે છે, છતાં પણ એનાં મીઠાં ફળ ચાખવાં હોય તો આટલું કષ્ટ કાંઈ વિસાતમાં ન ગણાય.

## પ્રગતિ સાધશો

ભાઈઓ, તમે જે જે દૂર દૂર જગ્યાઓથી આવ્યા છો ત્યાં ત્યાં તમે મજૂર સંઘ સ્થાપી કાંઈક પ્રગતિ તો કરી છે. મને આશા છે કે અહીંના મજૂરોએ ખૂબ મહેનતથી આત્મસંયમ કેળવીને અને કષ્ટ પણ સહન કરીને પૂ. મહાત્માજીના સિદ્ધાંતોનો સમજપૂર્વક અમલ કરવાને યથાશક્તિ પ્રયાસો કર્યા છે. પરિણામે પગાર તથા કામગીરીની સ્થિતિમાં જે સુધારાઓ થયા છે તે કરતાં પણ વિશેષ અગત્યની વાત તો તેમના જીવનમાં તથા ઉદ્યોગ સાથેના તેમના સંબંધમાં જે નવીન તત્ત્વો દાખલ થયાં છે તે છે. જે સિદ્ધાંતોનો સ્વીકાર અહીં કરવામાં આવ્યો છે અને જે અનુભવથી સાચા તથા લાભદાયી જણાયા છે તેનો તમે અમલ કરી દિવસે દિવસે પ્રગતિ સાધશો.

આજની આ પરિષદથી તમારી પ્રગતિને ખૂબ વેગ મળે અને ઈશ્વર આપણું આજનું કાર્ય સફળ રીતે પાર ઉતારે તેવી મારી પ્રાર્થના છે.

---

પ્રભુ તમને સર્વેને તંદુરસ્ત રાખે અને સુખી કરે. તમને ચારિત્રવાન બનાવે કે જેથી તમે તમારું શ્રેય સાધી શકો અને આ દુખિયારા દેશની ઉન્નતિના કાર્યમાં તમારો ફાળો આપી શકો.

તા. ૧૫-૧૦-૨૫

## ૩. ગરીબોની મૂડી

[૧૯૩૬ના છેલ્લા માસમાં મજૂરોએ માલિકો સામે લડત માંડવી પડે તેવો પ્રસંગ ઊભો થયો હતો. મજૂરોના પગારમાં કાપ મૂકવાની માગણીઓ માલિકો વારંવાર કરતા હતા. તે પ્રમાણે આ વખતે પણ કરી હતી. પણ તેનો નિર્ણય પંચો આગળ જઈ લેવો તે ચાલી આવતી પ્રણાલી તેઓ સ્વીકારવા તૈયાર નહોતા. એટલે છેવટે નાછૂટકે તેમને લડત આપવી પડે એવું વાતાવરણ ઊભુ થયુ હતુ. અને લડત આપવી પણ પડી હતી. "ગાંધીજી અને મજૂર પ્રવૃત્તિ" એ નામના શંકરલાલ બેંકરના પુસ્તકમાં તેનો નિર્દેશ કરેલો છે તે વાચકે જોવો.

તા. ૨૧-૧૧-૧૯૩૬ને રોજ અમદાવાદની મિલોના સ્પિનિંગ ખાતામાં કામ કરતા કારીગરોની સભા મજૂર મહાજનના ચોગાનમાં રાખવામાં આવી હતી તેમાં મજૂર ભાઈબહેનો સારી સંખ્યામાં હાજર હતાં.

આ પ્રસંગે મજૂરોને હાકલ કરતુ પૂ. અનસૂયાબહેનનુ ભાષણ નીચે આપવામાં આવ્યું છે.]

ભાઈઓ,

તમારે માથે અત્યારે જે ભારે વાદળ ઘેરાયુ છે તે આફતથી ગભરાઈ ન જતાં તેનો સામનો તમારે કેટલી ધીરજ, સમજ, દૃઢતા, સચ્ચાઈ અને પ્રભુ પરની અડગ શ્રદ્ધાથી કરવાનો છે તે સંબંધી હું તમને બે શબ્દો કહેવા ઇચ્છું છું.

### પંચના તત્ત્વનો ભંગ

તમે જાણો છો કે તમારા પર કેવાં આક્રમણો થઈ રહ્યાં છે. પૂ. ગાંધીજીના અઢારઅઢાર વર્ષોના પરિશ્રમને પરિણામે મિલમાલિકો અને મજૂરો વચ્ચે પંચના તત્ત્વનો સ્વીકાર થયો; જે તત્ત્વના આધારે અમદાવાદનો મિલઉદ્યોગ આબાદ થયો છે એ પંચના તત્ત્વનો '

આજે ખુલ્લી રીતે ભંગ થઈ રહ્યો છે. દુઃખની વાત છે કે મિલમાલિક મંડળના પ્રતિનિધિ તરીકે લવાદમંડળમાં બેસતા શેઠ ચમનભાઈના હાથે જ આ ભંગાણનું પગરણ મંડાયું છે. એથી વધારે શોચની વાત તો એ છે કે એક આવી માનદ મનાતી, લોકોમાં પ્રતિષ્ઠિત ગણાતી મિલમાલિક મંડળ જેવી સંસ્થા પોતાની ઇજ્જત અને આબરુને ખાતર પણ પંચનો ભંગ કરનારની વિરુદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારતી નથી કે શિસ્તભંગને સારુ પગલાં પણ લેતી નથી.

## બદલાયેલી મનોવૃત્તિ

આ વસ્તુ શું સૂચવે છે? પગારકાપ સારુ આટલી આતુરતા અને ઉતાવળ બતાવ્યા છતાં આટલી ઢીલ કેમ થાય છે? કેસ બરાબર નહિ હોય તો ગરીબ મજૂરોને જે પગાર મળે છે તે મળતો રહેશે. એથી એમનું અનિષ્ટ શું થવાનું છે? અત્યારના સંયોગો અને પરિસ્થિતિ જોતાં મને લાગે છે કે એમની મનોવૃત્તિ જ બદલાઈ ગઈ છે. મજૂરોની ગરીબાઈ અને બેકારીનો લાભ લઈ જો શેઠ ચમનભાઈની મિલો બરાબર ચાલી શકે તો બીજાઓને પણ એ જ રીત અજમાવી પગાર કાપવો છે. એમાના કેટલાકનું માનવું એવું છે કે કોઈ રીતે જો સામાન્ય હડતાલ પડાવી શકાય તો મજૂરોને ભૂખે મારી એમનું બળ, સંગઠન તોડી ઓછા પગારે એ જ મજૂરોથી મિલો ચલાવી શકાય.

## મજૂરને મજૂર દગો ન દે

અત્યારે સાત મિલો હડતાળ પર છે. એ સાત મિલોમાં જતા અને જાય એવા બધા મજૂરો મિલમાં ન જાય એવો બંદોબસ્ત કરી શકીએ તો સામાન્ય હડતાળ પાડયા વિના અને બેકારી વધાર્યા વિના આપણી ધારી વસ્તુ મેળવી શકીએ. પ્રશ્ન એ છે કે આ કેવી રીતે ગોઠવી શકાય? સત્ય અને ન્યાયને ખાતર લડતા મજૂરોની જગા બીજો કોઈ ખાનદાન મજૂર તો ન જ લે અને જો તે લે તો તે અત્યંત શરમની વાત હું સમજું છું.

## હડતાળમાં મદદ

એવા મજૂરોને શાંતિથી સમજાવવા રહ્યા. ભૂખ્યાને ખવડાવીને તેને તેની ફરજનું ભાન કરાવવું રહ્યું. લાલચમાં ન ફસાય તેને સારુ એને પૂરી સમજ આપવી રહી. એને મદદ કરવી રહી. એને માટે સારું કામ શોધવું રહ્યુ. બની શકે તેટલાં બધાં બેકાર ભાઈબહેનોએ ગમે તે પ્રકારનું પ્રામાણિક કામ કરવા તૈયાર રહેવું જોઈએ. પૂરતું મહેનતાણું ન મળે તો પણ પેટનો ખાડો પુરાય એટલું મળે તો તેથી સંતોષ માનવો રહ્યો.

## મજૂરોનો ફાળો

જેને કામ ન મળી શકે તેને પૈસાની મદદ આપવી રહી. આ પૈસા લાવવા ક્યાંથી? એ એક મહત્ત્વનો પ્રશ્ન છે. આ લડત મજૂરોના ટેકને ખાતર છે. મજૂર વર્ગને ખાતર છે એમ સમજી નછૂટકે જ મજૂર પૈસાની સહાય માગે તો જ કાંઈક અંશે પહોંચી શકાશે. સામાન્ય હડતાળ પાડવી પડે અને બધા જ મજૂરો બેકાર થાય તેના કરતાં જે ભાઈબહેનો અત્યારે કામ પર છે તે દર હપ્તે એકએક રૂપિયો બેકાર ભાઈબહેનોને માટે આપે તો મહિને હજારો રૂપિયા સહેજે થઈ જાય. ખરી રીતે તો મજૂરોના પગારકાપની લડત આ સાત મિલના મજૂરો લડી રહ્યા છે. તેમની ફતેહમાં તમારા સૌની ફતેહ છે.

## ગરીબોની મૂડી

કામ કરતાં ભાઈબહેનોએ હડતાળ પર ગયેલાં મજૂરોને સારુ આટલું કરવું ઘટે છે. તેમની ટેક તે તમારી ટેક છે

મિલમાલિક મંડળની મૂડી તેમની અક્કલ, હોશિયારી, મિલો અને પૈસો હશે તો તમારી ગરીબોની મૂડી પૂ ગાંધીજીએ કહ્યું છે તેમ તમારી એક ટેક છે. જ્યાં સુધી તમે સચ્ચાઈ અને અહિંસાને વળગી રહેશો ત્યાં સુધી તમારી એ ટેકનું રક્ષણ પરમાત્મા કરવાના છે એ ચોક્કસ માનજો.

પ્રભુ તમને હંમેશાં તમારાં અનેક શુભ કાર્યોમાં મદદ કરે, તમારું કલ્યાણ કરે.

# ૪. મ્યુનિસિપાલિટી દ્વારા સેવા

[ ૧૯૨૭માં મ્યુનિસિપાલિટીની ચૂંટણી વખતે મજૂર મહાજન સંઘ તરફથી ઊભા રાખેલા ઉમેદવાર નંદાજી માટે અનસૂયાબહેને મતદારોને નીચે પ્રમાણે હાકલ કરી હતી અને નંદાજી ચૂંટાઈ આવતાં તેમણે મજૂરોનો આભાર માન્યો હતો. ]

મજૂર મહાજન તરફથી એક ખાસ પ્રતિનિધિ મોકલવાની જરૂર જણાયાથી શ્રી. ગુલઝારીલાલ નંદા સરસપુર વૉર્ડ તરફથી ઊભા રહ્યા છે. એમને સર્વ પ્રકારે મદદ કરવા મેં વિનંતી કરી છે. એ સંબંધી બે વાત વિશેષ જણાવવા ઇચ્છું છું.

મજૂરોના કાર્ય દરમિયાન જણાયુ હતું કે મજૂરોને જેમ મિલના કામને અંગે મુશ્કેલીઓ પડે છે તેમ મ્યુનિસિપાલિટીને અંગે પણ કેટલીક હાડમારીઓ નડે છે. આ હાડમારીઓ દૂર કરાવવા મહાજન મ્યુનિસિપાલિટીના સભાસદો મારફતે પ્રયાસો કર્યા કરે છે. આ કામમાં દિલસોજીભરેલી મદદ એ સભાસદો પણ કરતા રહે છે. પણ અમને એમ જણાયું છે કે ગરીબ પ્રજાના નિકટ સંબંધમાં આવનાર અને આ કામનો રાતદહાડો વિચાર કરે એવા એક માણસ પોતાનો બધો સમય આ કાર્યમાં આપે તો વિશેષ કામ થઇ શકે. હાલ જે સંજોગો ઊભા થયા છે તેમાં આવા કામની ખાસ જરૂર જણાય છે અને તેથી જ શ્રી. ગુલઝારીલાલને ઊભા કરવાનો નિર્ણય કર્યો છે.

## પ્રતિનિધિ મોકલવાની જરૂર

અમદાવાદ શહેરમાં વસ્તી વધી જવાથી અનેક હાડમારીઓ ઊભી થઈ છે. પાણી, જાજરૂ, ગંદકીનો નિકાલ, સારા રસ્તા વગેરે સંબંધી વ્યવસ્થામાં ઘટતો સુધારો બને તેટલો જલદીથી થવાની

જરૂર છે. વળી ગઈ અતિવૃષ્ટિને લીધે આ શહેરમાં ઘરોનો મુશ્કેલીભર્યો સવાલ ઊભો થયો છે. પાંચ હજાર ઉપરાંત ઘરોને હાનિ થઈ છે. અને જો હવે ગરીબો માટે હવાઅજવાળાવાળાં અને સુખસગવડવાળાં ઘરો પૂરતા પ્રમાણમાં ન બનાવવામાં આવે તો એમને ઘણી મુસીબતો વેઠયા કરવી પડે અને સમસ્ત શહેરના આરોગ્ય તથા સુખસગવડ પર ઘણી ખરાબ અસર થાય. આવી અસાધારણ પરિસ્થિતિ ઉત્પન્ન થવાથી એક ખાસ પ્રતિનિધિ ઊભા કરવાની જરૂર જણાઈ છે.

## ગુલઝારીલાલની સેવાઓ

પ્રોફેસર ગુલઝારીલાલને મજૂરો ઓળખે છે. પરંતુ બધા મતદારભાઈઓ તેમને ઓળખતા ન હોય તેથી એકબે શબ્દો તેમના વિષે જણાવવા ઉચિત લાગે છે. પ્રો. ગુલઝારીલાલે અલ્લાહાબાદ યુનિવર્સિટીની એમ. એ.ની પરીક્ષા પહેલા નંબરે તથા વકીલાતની પરીક્ષા પણ પહેલા વર્ગમાં પસાર કરી છે. તેમનો ખાસ વિષય અર્થશાસ્ત્ર હતો અને એ વિષયમાં એમની પ્રવિણતા જોઈ યુનિવર્સિટીએ એમને આખા દેશના મજૂરોની સ્થિતિની તપાસ તથા એને લગતા પ્રશ્નના અભ્યાસ માટે નીમ્યા હતા. એ અસહકારની શરૂઆતનો સમય હતો અને તેઓ આપણા ભાગમાં તપાસ ચલાવી રહ્યા હતા તે વખતે રાષ્ટ્રીય ચળવળમાં જોડાવાની વાત ઊભી થઈ. એમણે એ કામમાંથી તરત જ મુક્ત થઈ દેશની સેવાનો ધર્મ સ્વીકાર્યો અને મુંબઈની રાષ્ટ્રીય કૉલેજમાં પ્રોફેસર તરીકે જોડાયા. ટૂંક વખત પછી તેમને મજૂર મહાજનના કામ માટે બોલાવવામાં આવ્યા અને ત્યારથી તેઓ મજૂરોની અને એમની મારફતે અન્ય પ્રજાની અનેક રીતે સેવા કરી રહ્યા છે.

એમણે આ શહેરની મ્યુનિસિપાલિટી મારફતે લોકોની સેવા કરવાની જવાબદારી સ્વીકારી છે અને જો તેઓ ચૂંટાશે તો આ જવાબદારી તેઓ સંતોષકારક રીતે અદા કરશે તેવો મને વિશ્વાસ છે.

એમને આવતી ચૂંટણીમાં પૂરેપૂરો ટેકો આપવા સર્વે મતદાર ભાઈઓને વિનંતી કરું છું. તા. ૧૭-૯-૨૭

મજૂર મહાજનના મંત્રી શ્રી. ગુલઝારીલાલ નંદાને સરસપુર વોર્ડના મતદારોએ ઘણી બહુમતીએ ચૂંટી કાઢયા છે તે મજૂરો માટે આનંદની વાત છે. મ્યુનિસિપાલિટીમાં આપણા એક માણસને મોકલવાની અગત્ય કેવા સંજોગોમાં ઊભી થઈ તે બધા ભાઈઓ જાણે છે. તેઓ ચૂંટાવાથી આપણે આપણા એક પ્રતિનિધિ સીધી રીતે મ્યુનિસિપાલિટીમાં મોકલી શકીએ છીએ. આને લીધે મજૂરોને અને ગરીબ વર્ગને શહેર સુધરાઈની બાબતમાં સારી મદદ મળશે એવી ઉમેદ છે.

સરસપુર વોર્ડના મતદારોએ મજૂર મહાજનના પ્રતિનિધિની ઉમેદવારીને વધાવી લઈ સારો ટેકો આપ્યો છે તે માટે મજૂર મહાજન તેમનું આભારી છે. ખાસ કરીને આ વોર્ડના મજૂરભાઈઓએ એમને મદદ કરવામાં જે ઉત્સાહ અને હિંમત બતાવ્યાં છે તે હંમેશ માટે યાદ રહી જશે.

---

તમો શરીરે નીરોગી રહો, તમારા વર્ગને અધોગતિએ પહોંચાડનારાં વ્યસનોથી દૂર રહો. તમારી સર્વે નબળાઈઓ દૂર થાઓ, તમારાં મન પવિત્ર રહો, તમારું કૌટુંબિક જીવન શુદ્ધ અને સંસ્કારી બનો, તમો પ્રામાણિકપણે અને રસપૂર્વક તમારું કામ કરતા રહો. તમારામાં ભ્રાતૃભાવ તથા સંપ વસો અને એકનિષ્ઠાથી સત્યને માર્ગે ચાલી દેશનું ભાવી ઉજ્જવળ બનાવો. તા. ૮-૧૧-૨૬

## ૫. ઐતિહાસિક મહત્ત્વ

[તા ૪-૧૨-૩૮ને રોજ 'મજૂર દિન' અંગે મળેલી મજૂરોની સભામા એ દિનનુ ઐતિહાસિક મહત્ત્વ સમજાવતા અનસૂયાબહેને નીચે પ્રમાણે વ્યાખ્યાન આપ્યુ હતુ.]

આજની આ સભા મજૂર દિન ઊજવવા માટે ભરવામાં આવી છે. આજથી ૨૧ વર્ષ ઉપર આજને જ દિવસે કાપડની મિલોમાં તાણાખાતામા કામ કરતા મજૂરભાઈઓએ એમના પ્રત્યે થઈ રહેલો અન્યાય દૂર કરવા માટે સંગઠન કરી વ્યવસ્થિત રીતે પ્રયાસ કર્યો એ ભાઈઓએ એકત્ર થઈ પોતાનું મહાજન બાંધ્યું. પોતાને મળવા જોઈતા વધારાની વિચારપૂર્વક મર્યાદા બાંધી તે માલિકો આગળ રજૂ કરી અને તે મેળવવા માટે ઘણા દિવસો સુધી અનેક કષ્ટ વેઠી દૃઢતાપૂર્વક હડતાળ ચલાવી એ બાબત તો તમને સુવિદિત છે આ લડતને પરિણામે તેઓ એમના પગારમા વધારો મેળવી શક્યા એટલું જ નહિ, પણ એમના આ સફળ પ્રયાસથી મિલોના અન્ય ખાતાંઓના મજૂરો પણ સંગઠન કરી વ્યવસ્થિત રીતે ન્યાય મેળવવા માટે પ્રયત્ન કરવા પ્રેરાયા અને એ રીતે મજૂરઉન્નતિ માટેના સંગઠિત કાર્યનો પાયો નંખાયો આ કારણને લઈને આ શહેરની મજૂરપ્રવૃત્તિ અંગે આજનો દિવસ મજૂર દિન તરીકે ઊજવીએ છીએ

### ગાંધીજી આકર્ષાયા

આ હડતાળના સંબંધમાં એક મહત્ત્વની બાબત પણ કહું. આ અરસામાં મહાત્મા ગાંધીજી આ શહેરમાં આવી વસ્યા હતા અને આ હડતાળથી તેમનું ધ્યાન મજૂરો તરફ આકર્ષાયું. એ જમાનામા શહેરના જાહેર જીવનમાં મજૂરોના પ્રશ્નો કંઈ અગત્યના

ગણાતા ન હતા પરંતુ ગાંધીજીનું દિલ તો ગરીબો માટે સતત દ્રવતું જ હોય છે તેથી આ હડતાળ વગેરેની માહિતી થતાં તેઓ મજૂરોનાં કાર્યમાં રસ લેવા પ્રેરાયા અને મજૂરપ્રવૃત્તિ માટેની સાચી નીતિ મજૂરો તેમ જ એમના કાર્યકર્તાઓને તે જ સમયથી સમજાવવાનો તેમણે આરંભ કર્યો. આ અમૂલ્ય સંબંધને કારણે પણ, આ નાનકડી લડત તથા તેના આરંભનો દિવસ આપણે માટે ઐતિહાસિક મહત્ત્વનો થઈ પડયો છે.

## ૧૯૧૮ની લડત

તાણાવાળાની હડતાળ પછી ટૂંક સમયમાં સાળખાતાના મજૂરોએ પોતાની માગણી સંગઠિત રીતે દર્શાવવા માંડી. એમને યોગ્ય સહાય આપવી કર્તવ્યરૂપ જણાતાં, ગાંધીજીએ મજૂરકાર્યકર્તાઓને એમની લડત ઉપાડી લેવા તથા વ્યવસ્થિત રીતે ચલાવવા પ્રેરણા કરી. પ્રથમ તો મજૂરોની વાજબી માગણીનો પંચ દ્વારા નિર્ણય કરાવવાનો પ્રયાસ આદર્યો પણ તે નિષ્ફળ જતાં એક મહામોટી હડતાળ ઊભી થઈ ગઈ અને એમાં હજારો માણસો સામેલ થયા. આ લડતનું સુકાન ગાંધીજીએ પોતાના હાથમાં લઈ મજૂરો તથા મજૂરકાર્યકર્તાઓને આદર્શ લડતનો પ્રત્યક્ષ અનુભવ કરાવ્યો. આ લડતને અંગે સત્ય અને અહિંસાના જે અમૂલ્ય સિદ્ધાંતો ગાંધીજીએ શીખવ્યા તે આ શહેરની મજૂરપ્રવૃત્તિમાં પ્રાણરૂપ થઈ પડયા છે.

## ઉન્નતિના કારણરૂપ

આ સિદ્ધાંતો અત્યંત સરળ હોવા છતાં અનેક પ્રકારના તર્કવિતર્કથી ઘેરાયેલી બુદ્ધિને તે મુશ્કેલ લાગે છે. પરંતુ અહીંની મજૂર જનતાને તો એની કાર્યસાધકતાનો ગાંધીજીની પોતાની સીધી દોરવણી હેઠળ પ્રત્યક્ષ અનુભવ થયેલો. એટલે એમના દિલમાં અને જીવનમાં એ સિદ્ધાંતોએ ઊંડું અને સ્થાયી સ્થાન મેળવ્યું છે, અને તે એમની ઉન્નતિના કારણરૂપ છે એમ કહું તો એમાં જરાયે અતિશયોક્તિ નહિ ગણાય.

## પ્રવૃત્તિના પ્રાણરૂપ

સત્યને જ અનુસરીને વર્તવું, સાચી જ વાત કહેવી, શુદ્ધ ન્યાયની જ ઇચ્છા કરવી અને તેને માટે જ અનેક સંકટો વેઠીને પણ દૃઢતાથી લડત ચલાવવી એ સિદ્ધાંત તમારી આ પ્રવૃત્તિના પ્રાણરૂપ છે. આ સાદી પણ મહત્ત્વની વાત હર હાલતમાં અને વ્યવહારમાં ઉતારવી મુશ્કેલ તો છે જ. છતાં એના પાલન માટે તમે ખંત અને આગ્રહભર્યા પ્રયત્નો કર્યા છે અને એને લઈને જ તમારી આ સંસ્થા પ્રગતિ કરી રહી છે.

## પંચની પ્રથા

વિવેકપૂર્વક કેવળ ન્યાયની દૃષ્ટિએ પોતાની માગણી વિચારનાર અને ઘડનારને સ્વાભાવિક રીતે એના વાજબીપણા વિષે શ્રદ્ધા હોય અને નિષ્પક્ષપાત તપાસમાં તેનું વાજબીપણું સિદ્ધ કરવા માટે પણ તૈયાર રહે. તમે તમારો દૃષ્ટિકોણ શુદ્ધ ન્યાય તરફ જ રાખવા પ્રયત્ન કર્યો છે અને તેથી ન્યાયના આધારરૂપ નિષ્પક્ષપાત પંચની પ્રથાને પ્રાણ કરતાં પણ કીમતી ગણો છો. તેને જાળવવા માટે તમો અનેક સંકટો વહોરવા પણ તૈયાર રહો છો. આ તમારી શુભ વૃત્તિને લઈને એ પ્રથા વર્ષો સુધી આ શહેરમાં જળવાઈ રહી છે અને તમારા પોતાના, મિલઉદ્યોગના તેમ જ શહેરના વિકાસને તે પોષે છે.

## ઈશ્વરકૃપા

આ જ સત્યનો સિદ્ધાંત મનુષ્યને અહિંસા તરફ પ્રેરે છે અને એ અહિંસાની ભાવના કેળવવાના પ્રયત્નથી તમે તમારું સંગઠન સાચું અને સ્થાયી કરી શકો છો. માલિક કે કોઈ મજૂર તમારા પ્રત્યે અન્યાયભર્યું વર્તન ચલાવે તો પણ એનો દ્વેષ ન કરતાં, એના અનિષ્ટની ઇચ્છા પણ ન થવા દેતાં વિકટ સંજોગોમાં પણ કેવળ અહિંસક સંગઠનના નૈતિક બળથી ન્યાય મેળવવાનો તમારો નિશ્ચય અને પ્રયાસ, વિરોધીના દિલ પર અસર કરી તમારા પ્રત્યે સહાનુભૂતિ પેદા કરે છે અને એ રીતે તમારી પ્રગતિનો માર્ગ સરળ

થાય છે. અહિંસા એ કેવળ નકારાત્મક સિદ્ધાંત નથી. એની ભીતરમાં મનુષ્યજાતિના ઐક્ય અને પરસ્પર પ્રેમની ભાવના રહેલી છે. એ ઊંડું રહસ્ય સમજી વિરોધ કરનારા પ્રત્યે પણ સદ્ભાવ દાખવી એમનું ભલું કરવાનો પ્રયત્ન કરવા પ્રેરાઓ છો એમાં ઈશ્વરની કૃપા રહેલી છે.

### ઋણ અદા કરશો

ગાંધીજીના આ સિદ્ધાંતોને અનુસરી તમે જે પ્રવૃત્તિ કરી રહ્યા છો તેથી સામાન્ય જનતામાં પણ તમારા પ્રત્યે મીઠી દિલસોજીની લાગણી પ્રગટેલી નજરે પડે છે. તમારા જીવનવિકાસનાં વિવિધ ક્ષેત્રોમાં તે જનતા તમને અનેક રીતે સહાય આપવા પ્રેરતી જણાય છે. એમની આ લાગણીભરી મદદ એવા જ ભાવથી વધાવી લેશો અને તમારા વિકાસની સાથે શહેરના અનેકવિધ જીવનમાં ફાળો આપી એ ઋણ અદા કરશો તેવો મને વિશ્વાસ છે.

### સાચું મહાજન ક્યારે ?

આજની સ્થિતિનો વિચાર કરતાં મહાજનની સ્થાપનાના દિવસોના પૂ. ગાંધીજીનાં વચનો યાદ આવે છે. વ્યવસ્થિત રીતે સર્વે ખાતાના મજૂરોનાં મહાજન બાંધવાની પ્રવૃત્તિ ઉપાડવાને અંગે એમની સલાહ લેતાં તેમણે જણાવ્યું હતું કે : "સંગઠનની શક્તિ તો અજબ છે. ઘણાં માણસો ભેળાં મળી સારું કરવા પ્રયત્ન કરે તો પોતાનું શ્રેય સાધે અને જગતનું પણ કલ્યાણ કરે. પણ બધા એકત્ર થઈ નીતિન્યાયને છોડે અને કેવળ સ્વાર્થનો વિચાર કરે તો તે લૂંટારાની ટોળી પણ થઈ પડે છે." આ વસ્તુ આજે દુનિયામાં માનવજાતિનું દિલ તીવ્રપણે હચમચાવતી નજરે પડે છે. એક વખતનું પરાધીન અને દુઃખી ઈટલી સંગઠિત અને સબળ થતાં એબિસીનિયા અને સ્પેનને લૂંટવામાં સંકોચ કરતું નથી અને એ જ પ્રમાણે મહાયુદ્ધમાં હારેલું અને હણાયેલું જર્મની ફરી સમર્થ થતાં પ્રજાઓ ઉપર આક્રમણ કરી રહ્યું છે.

## સાચા મહાજનની ભાવના

કેવળ એકત્ર થવાથી મહાજન પેદા થતાં નથી. છતાં પણ બધા એકત્ર થઈ સત્યને માર્ગે જવાનો અને સર્વનું સારું કરવાનો આગ્રહ રાખે તો જ મહાજન ઉદ્‌ભવે. તમે ગરીબ છો, દુઃખદ સ્થિતિમાં રહો છો, તમારે રહેવાનું તથા કામનું વાતાવરણ ઘણે અંશે કલુષિત છે, અને સંસ્કારનો લાભ તમને જોઈએ તેટલે અંશે મળ્યો જ નથી, છતાં ગાંધીજીની અમૂલ્ય ભેટરૂપ આ સિદ્ધાંતોના પાલન પ્રત્યેના 'તમારા સહજ પ્રયાસથી' તમે તમારી સંસ્થાને માટે સાચા મહાજનની ભાવના કેળવી શકયા છો એ માટે તમને અભિનંદન ઘટે છે.

## હજુ મજલ લાંબી છે

પરંતુ આ સ્થિતિમાં પણ તમે એ તો જાણો છો કે આપણા ધ્યેયને પહોંચવા માટે હજી લાંબી મજલ કાપવાની છે. આજના અમર્યાદિત લોભ અને કલહના જમાનામાં જે સંત પુરુષે આપણામાં આ ઉન્નત ભાવનાઓ રેડી છે તેમના ઋણાર્થે પણ મજૂરજનતામાં એ ભાવનાઓ વ્યાપક રીતે પ્રસરે અને અહીંના મજૂરમાત્રના હૃદયમાં સ્થાયીરૂપ લઈ તેનું જીવન ઉજ્જવળ કરે એ માટે પ્રયાસ કરવો એ આપણી પ્રથમ અને પવિત્ર ફરજ છે. એથી એ તમારી સંસ્થા પણ "વધુ નિર્મળ ને સમૃદ્ધ બનશે અને એ વડે આજે પણ જે તકલીફો મિલોમાં કે બહાર તમને વ્યર્થ સહન કરવી પડે છે તેને સરળતાથી દૂર કરી શકશો.

## વ્યવસ્થિત પ્રયાસની જરૂર

મજૂરવર્ગનાં સ્ત્રીપુરુષો અને બાળકોમાંથી નિરક્ષરતા નાબૂદ થાય અને પવિત્ર સંસ્કારો આપનાર સાહિત્યનું તેઓ સેવન કરી શકે, એવી પરિસ્થિતિ અને અનુકૂળતાઓ ઉત્પન્ન કરવી એ પણ આવશ્યક છે. મજૂરકુટુંબનું જીવન નીરોગી અને નિર્મળ બને તે

માટે તેમના લત્તાઓ તથા રહેઠાણો સ્વચ્છ અને મનુષ્યજીવનની આવશ્યક સગવડવાળાં થાય તે માટે પ્રયાસ કરવો ઘટે છે. તેમ જ તેમનો આહાર સાત્વિક અને પુષ્ટિકારક થાય તેવા પ્રચારની પણ જરૂર છે. મોટાં કારખાનાંઓનું કામ અને શહેરનું સામાન્ય જીવન એવા પ્રકારનું છે કે કારીગરવર્ગ વખતોવખત રોગનો ભોગ બની પડે છે અને એ રીતે એની જિંદગી ટૂંકી થાય છે. આ સ્થિતિમાં શરીરની માવજત તથા રક્ષણ માટે મજૂરલત્તાઓમાં યોગ્ય પ્રમાણમાં વૈદકીય મદદ અને સારવાર મળે એવી વ્યવસ્થાની પણ અત્યંત જરૂર છે. આમ અનેક યોગ્ય દિશાઓમાં મજૂરોના સુખ અને વિકાસ માટે યોજનાઓ કરી તેને અમલમાં આણવા માટે વ્યવસ્થિત પ્રયત્ન થાય એ જરૂરનું છે. એવા પ્રયાસ આજે પણ થઈ રહ્યા છે અને જે સ્થિતિની આપણે ઝંખના કરીએ છીએ તે કાળે કરીને સ્થપાશે એ નિઃશંક છે.

### વ્યક્તિનું ને સમાજનું હિત

પરંતુ મજૂરજીવનના વિકાસમાં તમારું કર્તવ્ય સમાપ્ત થતું નથી. તમારી સ્થિતિમાં જે ન્યૂનતાઓ હોય તે દૂર કરવા તથા તમારી બધી દિશામાં ઉન્નતિ સાધવા પ્રયાસ થાય એ તો યોગ્ય જ છે. પરંતુ સાથે એ વસ્તુ પણ વિચારવી રહે છે કે દેશની પ્રજાના મોટા ભાગની, ખાસ કરીને ગ્રામપ્રજાની સ્થિતિ તો અત્યંત દુઃખદાયક અને કરુણાજનક છે અને એમનાં દુઃખો દૂર કરવામાં પણ બનતો ફાળો આપવો ઘટે છે. આજે મહાસભા એક તરફ ખાદી, ગ્રામઉદ્યોગ જેવાં રચનાત્મક કાર્ય દ્વારા તથા બીજી બાજુથી રાજકીય પ્રવૃત્તિ દ્વારા એમનાં દુઃખોના નિવારણ માટે રાતદિવસ પ્રયાસ કરી રહી છે. આ કાર્યમાં પણ તમે યથાશક્તિ ભાગ લેતા આવ્યા છો અને હવે પછી પણ બનતો ફાળો આપતા રહેશો એમ માનું છું. સામાજિક હિતમાં વ્યક્તિનું હિત પણ સમાયેલું છે અને જેટલે અંશે અન્યનું ભલું ઇચ્છશો અને કરશો તેટલે અંશે તમે તમારું શ્રેય સાધશો.

## બે મિત્રોને અંજલિ

આજે આ પ્રસંગે આપણને બે મિત્રોની ખોટ સાલે છે એક તો શ્રી. બચુભાઈ વકીલ કે જેમણે ૧૭ની સાલની તાણાવાળાની હડતાળથી માંડીને આજ સુધી પૂરા ભાવથી મદદ આપી છે અને બીજી ભાઈ અંબાલાલ ત્રિવેદીની કે જેમણે જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે ત્યારે તમારી સંસ્થાના સંચાલનનો બોજો માથે ઉઠાવીને એકનિષ્ઠાથી સેવા કરી છે

આજના આ સમારંભને અંગે આપણું આ આમંત્રણ સ્વીકારી શ્રી વલ્લભભાઈ પટેલ પધાર્યા છે. વિવિધ અને ભારે જવાબદારીવાળાં અનેક કાર્યોની વચ્ચે મજૂરપ્રવૃત્તિ તેમ જ આ સંસ્થાના કાર્યમાં પણ તેઓ અમૂલ્ય સહાયતા આપણને આપે છે તેઓ તમને જે ઉપદેશ આપશે તે શાંતિથી સાંભળશો એવી આશા રાખું છું.

## ૬. ગુણ-શક્તિની ઉપાસના

[તા. ૪-૧૨-૩૯ને રોજ "મજૂર દિન" અંગે મિરજાપુર ઉપર મજૂર ઓફિસના ચોગાનમાં મળેલી મજૂર ભાઈબહેનોની વિરાટ સભામા પ્રમુખસ્થાનેથી શ્રીમતી અનસૂયાબહેને આપેલુ પ્રેરણાદાયી ભાષણ.]

આજે આપણે મજૂર દિન ઊજવવા એકઠાં થયાં છીએ. આજનો દિવસ એ આપણા જીવનમાનો એક પુણ્ય દિવસ છે, અને એને અંગેનો ઉત્સવ એ અમદાવાદના મજૂરોના જીવનનો એક ધન્ય અવસર છે. બીજા અનેક તહેવારો કરતાં પણ મજૂરોને માટે આ દિવસનું મહત્ત્વ અનેક ઘણું છે, કેમકે આજથી બાવીસ વર્ષ ઉપર એ દિવસે આપણા સંગઠનનો પાયો નંખાયો અને જે વૃક્ષની છાયા નીચે આપણે એકઠાં મળ્યાં છીએ તેનું બીજ વવાયું. એ વૃક્ષનાં મીઠાં ફળ આજે તમે સહુ મેળવી રહ્યા છો આ પ્રસંગે સૌથી પ્રથમ આપણા સંગઠનની ઇમારત ઊભી કરવા માટે જે અનેક સેવાભાવી અને શૂરા મજૂરભાઇઓએ ત્યાગ અને આત્મસમર્પણ કરી અનેક કષ્ટો વેઠી, માલિકો તથા અધિકારીઓનો રોષ વહોરી તમારો માર્ગ સરળ બનાવ્યો છે, તેમનું સ્મરણ કરવાની અને તેમને ધન્યવાદ આપવાની આપણી ફરજ છે. તેમાંના જેઓ આજે આપણી વચ્ચે એમણે વાવેલા વૃક્ષને જોવાને હયાત નથી તેમને પણ આપણે આપણી નમ્ર અંજલિ અર્પીએ છીએ.

### સંગઠનના વિકાસમાં સૌનો ફાળો

આજને પ્રસંગે જે સંગઠનનો પુણ્ય દિવસ ઊજવવા આપણે ભેગાં મળ્યાં છીએ અને જે ઇમારતને આપણે મજબૂત કરવા આપણે દર વર્ષે ભેગાં મળી નવા નિયમો કરીએ છીએ તે દિવસ

મજૂરભાઈઓના શિસ્તભર્યા સંગઠન, સેવાભાવી કાર્યકર્તાઓના વિચારપૂર્વક પરિશ્રમ અને ગાંધીજીની પુણ્ય પ્રેરણાને આભારી છે.

આપણું સંગઠન આટલું ફાલ્યું અને સરળ રીતે ચાલ્યુ તેનો યશ તો તમને સહુને જ છે. તમારી સુંદર સમજશક્તિ, સારુંનરસું પારખવાની વિવેકબુદ્ધિ, જાતે દુઃખ વેઠીને ન્યાય ખાતર લડવાનું નિશ્ચયબળ અને જવાબદારીપૂર્વક ફરજ અદા કરવાની શક્તિને પ્રતાપે આજે તમે એક સુંદર અને અસાધારણ પ્રયોગ કરી બતાવ્યો છે. એને લઈને તમે તમારી સ્થિતિ સારી કરી છે એટલું જ નહિ પરંતુ બીજા અનેકને તમે લાભ પહોંચાડયો છે. તમારી શક્તિ, બુદ્ધિ અને નૈતિક બળ પણ વધવા પામ્યાં છે, એનો તમે રોજ અનુભવ કરો છો. શહેરમાં, સમાજમાં અને દેશમાં તમે આજે જે સ્થાન પ્રાપ્ત કર્યું છે એની કોને ખબર નથી?

## સેવાભાવી કાર્યકર્તાઓ

તમને મળેલા કાર્યકર્તાઓ વિષે પણ બે શબ્દો કહું તો અનુચિત નહિ ગણાય. તમારા સુખદુઃખને ઓળખવા અને તેમાં ભાગ લેવા પોતાનું તન-મન ખર્ચીને જેમણે તમારા 'કાર્યમાં પોતાનું દિલ રેડયું છે એવા કાર્યકર્તાઓ તમને સાંપડયા છે એ તમારા સુભાગ્યની નિશાની છે. એમણે દિવસ અને રાત પોતાની તંદુરસ્તીની, કુટુંબની અને અંગત સુખસગવડોની પરવા કર્યા વગર તમારા કાર્યને આગળ વધારવા અને તમને સુખશાંતિને તથા ઉન્નતિને માર્ગે લઈ જવા બનતી બધી મહેનત કરી છે. તમારા આજના સુખ અને વિકાસમાં તેમનો ફાળો પણ નાનોસૂનો નથી. તમે તેમને માટે ગૌરવ લઈ શકો છો.

## ગાંધીજીની પ્રેરણા

અને આ બધાથીયે સર્વોપરી આપણાં કાર્યના મૂળમાં રહેલી ગાંધીજીની પ્રેરણા અને તેમના પુણ્યને પ્રતાપે જ આપણે જગતનાં

અનેક આંદોલનો વચ્ચે આટલી ઊંચી કક્ષાએ પહોંચ્યા છીએ. તેમણે આપણને અમૂલ્ય પાઠો શીખવ્યા છે. અહિંસા, સત્ય, પરસ્પર પ્રેમ અને ઊંચનીચના ભેદભાવો ટાળતી એકતાના મહાન સિદ્ધાંતો એમણે બહુ સરળતાથી આપણને આપણા જીવનમાં વણી લેતાં શીખવ્યું છે. એમણે પશુજીવનને બદલે સાચું મનુષ્યજીવન જીવતાં આપણને શીખવ્યું. આપણી લડતોને અંગે એમણે એક નવી જ દૃષ્ટિ આપી. એમની તાલીમને આપણે શોભાવીએ અને એ શિક્ષણ આપણાં અનેક ભાઈબહેનોને પણ મળતું રહે એવું વાતાવરણ પેદા કરીએ તો જ આપણી ફરજ બજાવી કહેવાય.

## નવા નિશ્ચયો કરો

આ પ્રસંગે આપણે સહુ આપણા કામ વિષે, આપણી પ્રવૃત્તિઓ વિષે, આપણા જીવનમાં ઊભા થતા નવાનવા સવાલો વિષે વિચાર કરવા ભેગા મળ્યાં છીએ. દર વર્ષે આપણે કરેલા કામનું અવલોકન કરી બાકી રહેલા કામ માટે નવા નિશ્ચયો અને પ્રતિજ્ઞાઓ કરીએ એ યોગ્ય જ છે. તીર્થસ્થાનમાં આવનાર અનેક ભાવિકોનું પુણ્યબળ ભેગું થવાથી જે વાતાવરણ જન્મે છે તેમાંથી મનુષ્ય જેમ પવિત્ર પ્રેરણા લઈ પાછો જાય છે, તે રીતે મજૂરોના આ ઉત્સવને દિવસે અહીં હાજર રહેલો દરેક માણસ એક નવી પ્રેરણા લઈને જાય અને પોતાના કાર્યને આગળ વધારવાના નિશ્ચયમાં નવું બળ મેળવે એમ ઇચ્છું છું.

## વિષમ સમાજરચના

આજની વિષમ સમાજરચનામાં મૂઠીભર સાધનસંપન્ન વર્ગ અને સાધનવિહોણા કરોડોના વર્ગ વચ્ચે દિવસે દિવસે અંતર વધતું જાય છે. એકબીજાના પ્રત્યે દ્વેષ, સ્વાર્થને ખાતર એકબીજાનું શોષણ, અહંકાર, ધનલાલસા અને સત્તાને ખાતર કરોડોને દુઃખના દરિયામાં નાખવાની આસુરી વૃત્તિથી આજનું જગત પીડાઈ રહ્યું છે.

પરિણામે જે સુખ, શાંતિ અને સર્વોદય માટે મનુષ્ય જાત આજે જીવન જીવી રહી છે તેમાં કલેશ, અશાંતિ અને અધઃપાત નજરે પડે છે.

## અહિંસક ક્રાંતિ કરવાની છે

સહુને સમાન હકો, તક અને સગવડો મળે, સહુનું સ્વમાન સચવાય, સહુની શકિતનો ઉદય થાય, અને કોઇ એકબીજાનું શોષણ ન કરે એવી સમાજરચના સ્થાપવા આપણે ઝંખી રહ્યા છીએ. જે રચનામાં મનુષ્યને મનુષ્ય માટે પ્રેમ, સ્વાર્થને સ્થાને એકમેકને માટે ત્યાગ કરવાની વૃત્તિ હોય એ જ સમાજરચના મનુષ્યજાતને સુખી કરી શકે એમ છે. આ ધ્યેયને માટે બેંકો બળવો કરતાં પૂ. ગાંધીજીએ આપણને શીખવ્યું છે. એમણે દર્શાવેલા માર્ગે આપણે જ નહિ પરંતુ સમસ્ત દેશે આવી ક્રાંતિ કરવાની છે, અને સાચું કહીએ તો એ ક્રાંતિ આજે થઈ જ રહી છે. આ કૂચની ગતિ કોઇને ધીમી લાગે પરંતુ આપણા આંતરિક દોષો દૂર કરી સત્યની અહિંસક શકિત કેળવવાથી જ સંગીન પ્રગતિ થઇ શકે અને તેથી જ ગાંધીજી તે પર આટલો ભાર મૂકે છે. જેટલે અંશે આપણે શકિત પ્રાપ્ત કરીશું તેટલે અંશે આપણે આપણા ધ્યેયને વહેલાં પહોંચીશું.

## આંતરસુધારણા

આ આંતરિક શકિત વધારવા માટે આપણે પ્રયત્ન કરીએ છીએ ને એમાં ઠીકઠીક પ્રગતિ પણ સાધી છે. પરંતુ આપણે પોતે એથી સંતોષ માની અટકી જવું ન જોઇએ. આપણું આળસ, આપણાં વેરઝેર, આપણી નિરક્ષરતા, વ્યસનો, દેવાં અને એવી જીવનની અનેક ખામીઓમાંથી આપણે મુકત ન થઇ જઇએ તો આપણી લડતમાં એ વિઘ્નરૂપ થઇ પડવાની છે. આ આંતરિક પ્રવૃત્તિ જીવનના દરેક ક્ષેત્રમાં કરવાની છે.

## આવકનો સદુપયોગ કરજો

ગયા વર્ષે આપણે મળ્યા પછી મહાસભાવાદી સરકારે નીમેલી તપાસ સમિતિની ભલામણોને લઈને તમને પગારમાં ઠીકઠીક વધારો મળ્યો. તે સાથે દારૂબંધીની નીતિનો સફળ અમલ થવાથી પણ તમારા ખિસ્સામાં જે બચત થવા પામી તેથી પણ સારો લાભ થવા પામ્યો છે આ બંને રીતે આર્થિક ક્ષેત્રમા તમારી સ્થિતિ સુધરવા પામી છે અને તે દિવસે દિવસે વધુ સારી થતી જાય તથા તમે સર્વે સાદા પણ સસ્કારી જીવન માટે પૂરતો પગાર મેળવવા તથા તે જાળવવા શકિતવાન થાઓ એમ ઇચ્છું છું. પરંતુ માત્ર પૈસા મળી જવાથી જ સુખ પ્રાપ્ત થઈ જવાનું છે એમ માનવાની ભૂલ તો તમે નહિ જ કરો. પૈસો પ્રાપ્ત કરવો અને સારી રીતે ખર્ચવો, વિચારપૂર્વક ખર્ચવો, જીવનને વધુ ને વધુ ઊંચે લઇ જવાની પ્રવૃત્તિ પાછળ ખર્ચવો એમાં જ સાચા સુખની પ્રાપ્તિ છે. જો સાચા સુખ અને શાંતિની ઝંખના તમને હોય તો રવિશંકરભાઈએ તમારી સામે જે દૃષ્ટિ મૂકી છે તેને ભૂલશો નહિ.

## પંચની પ્રથાના લાભ

ઉદ્યોગની તકલીફોને અંગે પંચની પ્રથાનો જે સુંદર માર્ગ ગાંધીજીએ આપણી સમક્ષ મૂકયો છે અને જેને તમે સફળતાપૂર્વક ચલાવી બતાવ્યો છે તેનો લાભ ઇલાકાભરના મજૂરોને મળે તે માટે સરકારે તમારા કાર્યના નમૂના ઉપર એક કાયદો કર્યો છે. એની પ્રેરણાનું માન અને યશ અમદાવાદના મજૂરોને ઘટે છે આ કાયદાનો લાભ આજે તમે પણ ઉઠાવી રહ્યા છો અને એના ફાયદા જતે દિવસે સહુ કોઈને સમજાવાના છે એ વિષે મને શંકા નથી

## પગ પર ઊભા રહેતાં શીખો

તમારામાંના જે સેવાભાવી ભાઈઓએ પોતાના નિરક્ષર ભાઈબહેનોને ભણાવવા માટે પરિશ્રમ ઉઠાવ્યો છે અને એ રીતે

મજૂર પોતે પણ જનસેવાનું કાર્ય સુંદર રીતે કરી શકે છે એમ બતાવી આપ્યું છે, તેમને મારાં અનેક અભિનંદન આપું છું. આ કાર્ય અત્યંત મહત્ત્વનું છે. એ દિશામાં હજી તો ઘણું કરવાનું બાકી છે અને તમારામાંના ભણેલા ભાઈઓ આ કાર્ય મહોલ્લે મહોલ્લે ઉપાડી લે તો અમદાવાદમાં એકેય મજૂર અભણ રહેવા ન પામે એ ચોક્કસ છે. બાળકોની કેળવણીના કાર્યમાં તમે ઘણી પ્રગતિ કરી છે એમ કહી શકાય, પરંતુ હજી કન્યાકેળવણીની બાબતમાં ફરજ બજાવવી બાકી છે. દીકરા–દીકરી વચ્ચે ભેદભાવ રાખવાની તમે વૃત્તિ ન રાખો અને બંનેના વિકાસ માટે સરખી તક આપી ભવિષ્યની તમારી પ્રજાને તમે સંસ્કારી બનાવશો એવી મને ઉમેદ છે. મજૂર બહેનોનાં ક્ષેત્રમાં પણ આપણે હજુ ઘણું કરવાનું છે. આજે પુરુષોમાં જેટલું કાર્ય થયું છે તેટલું જ કાર્ય સ્ત્રીઓમાં કરતાં થઈ જવું જોઈએ.

બહેનો પણ મજૂર જીવનના પ્રશ્નો વિચારતી અને તેના ઉકેલમાં પોતાનો ફાળો આપતી થાય એ અત્યંત આવશ્યક છે. એમની બુદ્ધિ તથા શક્તિના વિકાસ માટે ખંતભેર પ્રયાસ થવો જોઈએ અને એને અંગે સર્વ આવશ્યક અનુકૂળતાઓ માટે યોગ્ય પ્રબંધ થવો જોઈએ.

વાંચનાલય, વિકાસમંદિરો અને પુસ્તકાલયોનો તમે સારા પ્રમાણમાં લાભ લો, તમે દુનિયાના પ્રવાહોથી વાકેફ રહો અને તમારે પોતાને માટે શું ઇષ્ટ છે તેનો વિચાર કરતાં થઈ જાઓ એ સાવ જરૂરી છે. તમારા અનેક સવાલો અંગે તમે વિચાર કરતાં થશો અને શક્તિ ભેગી કરી તેનો ઉકેલ કરવા મથશો તો તમારી પોતાના પગ ઉપર ઊભા રહેવાની તાકાત અને વિશ્વાસ એટલો વધવાનો છે કે અનેક સવાલોનો ઉકેલ તમને સાવ સરળ દેખાશે.

## નૈતિક ભાવનાઓ ખીલવો

એક બાબત ઉપર ખાસ કરીને તમારી પાસે હું ભાર મૂકવા ઇચ્છું છું. તમારા જીવનમાં નૈતિક ભાવનાઓને પ્રથમ સ્થાન આપશો. સચ્ચાઇ, નીતિ, પ્રામાણિકતાના ગુણો એવા ખીલવજો કે તમારું વચન પ્રમાણરૂપ ગણાય. ઓછું ભણતર હોય તોયે વિનય, વિવેક, શિસ્ત અને કાર્યકુશળતા તમે સહેલાઇથી મેળવી શકો તેમ છો એવી ખાતરી રાખજો. દરેક કામ કરવા માટે બને ત્યાં સુધી તમારા પોતાના ઉપર આધાર રાખજો. સ્વાશ્રયી થવા પ્રયત્ન કરજો. આવા ગુણો કેળવી લીધા હશે તો ફરિયાદોનો નિકાલ કરવામાં, વાંચનાલયની વ્યવસ્થા કે ઑફિસનું તંત્ર ચલાવવામાં તમને ઘણી સરળતા થશે. એટલું જ નહિ પણ સામાજિક તથા શહેરના જીવનમાં પણ તમે ઉપયોગી ફાળો આપી શકશો.

## કર્તવ્ય બજાવવા લાયક બનો

તમે તમારી લડતો સફળ ચલાવો અને જરૂરી પગાર કે સગવડો મેળવો એટલું જ બસ નથી. તમારે તો દેશના, સમાજના અને શહેરના જીવનમાં ઉપયોગી અંગો તરીકે તમારું કર્તવ્ય બજાવવાનું છે અને એથી તમે શુદ્ધ રીતે જીવનના વ્યવહારો ચલાવો, કુટુંબ તથા બાળકો પ્રત્યે પૂરી ફરજ અદા કરો અને જીવનને ઉપયોગી તથા સંસ્કારી બનાવો તો જ સાચા શહેરી બની શકો. તમે ઉદ્યોગમાં જડ સાધનો ન રહેતાં શહેર, સમાજ અને દેશનાં ઉપયોગી અંગો બનો અને ઈશ્વર તમને એ માટે પૂરતી શક્તિ આપો એવી મારી પ્રાર્થના છે.

---

# ૬. અગ્નિપરીક્ષા ને આત્મશુદ્ધિ

[ ૧૯૩૯ના અંતથી શરૂઆતમાં અમદાવાદના મિલઉદ્યોગના મજૂરોનો મોંઘવારીનો પ્રશ્ન ઊભો થયો. બીજા વિશ્વયુદ્ધને લીધે મોંઘવારી આસમાને જઈ રહી હતી, તેટલા પ્રમાણમાં તે આપવા તેમણે માલિકો પાસે માગણી કરી. તે પ્રશ્ન સરકારની ભલામણથી સેસન્સ જજ શ્રી. રાજાધ્યક્ષ સમક્ષ સમાધાન માટે ગયો. તેમણે એવો નિર્ણય આપ્યો કે માલિકોએ દર મહિને પગારના પાંચ ટકા જેટલી રકમ રોકડ આપવી અને નક્કી કરવામાં આવેલી ૨૨ વસ્તુઓ લડાઈ પહેલાના ભાવે આપવી. પરિણામે મજૂરોને પગારમાં ૧૨ ટકા જેટલી રાહત મળતી હતી. માલિકોએ આ ભલામણ ન સ્વીકારી; અને નવી જ સૂચના કરી. પંચના નિર્ણયને અમાન્ય કરવાથી મજૂરો માટે લડત આપવી અનિવાર્ય થઈ પડતાં તા. ૨૬–૨–૪૦ને રોજ લડત શરૂ કરવાનો નિર્ધાર કર્યો.

તે લડત અગાઉ તા. ૨૫મીએ સાંજે સાડાછ વાગે મજૂર ઑફિસના ચોગાનમાં મજૂરોની વિરાટ સભા મળી. આશરે ૬૦–૭૦ હજાર મજૂરો હાજર હતા. તેમાં તેમણે લડતની ગંભીરતા પૂરેપૂરી સમજીને તે આખર સુધી લડી લેવાની પ્રતિજ્ઞા લીધી હતી. તે વિરાટ સભાને સંબોધતાં અનસૂયાબહેને નીચે પ્રમાણે હાકલ કરી હતી : ]

બહેનો તથા ભાઈઓ,

આવતી કાલે શરૂ થનારી લડતને અંગે આજે આપણે અહીં મળ્યાં છીએ. આજનો દિવસ એક રીતે સમાધાની માટે આખરનો દિવસ છે અને મને જણાવતાં અત્યંત દુઃખ થાય છે કે અનેક પ્રયત્ન છતાં સમાધાની થઈ શકી નથી. સમાધાની માટે મહાજન તરફથી બનતા સર્વે પ્રયાસો કરવામાં આવ્યા. આખાય પ્રશ્નનો પંચ દ્વારા નિર્ણય થાય તે માટે પણ સર્વેએ પ્રયત્ન કર્યો. પરંતુ ખેદ

સાથે જણાવવું પડે છે કે એમાંયે સફળતા મળી નથી. હવે કાલ સવાર પહેલાં એવું કાંઈ પરિણામ આવે એવી પરિસ્થિતિ પણ જણાતી નથી.

## માલિકમંડળને વિનંતી

છતાંય આ છેવટની ઘડીએ પણ બંને પક્ષને માટે વાજબી અને માનભર્યો માર્ગ યોજવા માલિકમંડળને વિનંતી કરવી કર્તવ્યરૂપ સમજું છું. જો એવો કોઈ માર્ગ હવે પછી પણ ન નીકળે તો તે સંજોગોમાં ન્યાય મેળવવા માટે આપણી પાસે હડતાળ સિવાય બીજો કોઈ ઈલાજ રહ્યો નથી. આ સંજોગોમાં તમે સર્વે તમારા પ્રતિનિધિમંડળના ઠરાવ પ્રમાણે આવતી કાલે હડતાળ પર જશો. આશીર્વાદ તો પ્રથમથી જ પૂજ્ય ગાંધીજીએ તમને મોકલાવ્યા છે. તમે એ આશીર્વાદને યોગ્ય નીવડો અને ન્યાયને માટે જે કષ્ટ સહન કરવાનું આવી પડે તે સર્વ સહન કરવાને ઈશ્વર તમને પૂરી ધીરજ અને બળ આપે એવી પ્રાર્થના કરું છું.

## સત્ય અને અહિંસાનું પાલન કરજો

આપણી સંસ્થાની સર્વ પ્રવૃત્તિ સત્ય અને અહિંસાના સિદ્ધાંત ઉપર રચાયેલી છે. આ લડતને અંગે પણ એ સિદ્ધાંતનું સંપૂર્ણપણે પાલન થાય એ જોવાની આપણી ફરજ છે. આ સિદ્ધાંતનો પાઠ તો પૂજ્ય ગાંધીજીએ આપણને આપ્યો છે અને મહાજને એ તમને સમજાવવા તથા તમારા જીવનમાં રેડવા વર્ષો થયાં પ્રયત્ન કર્યો છે. એ સિદ્ધાંતને એકનિષ્ઠાથી વળગી રહેશો તો ઈશ્વર તમારે માટે બલ્કે સર્વેને માટે સારું જ પરિણામ આણશે એવો મને વિશ્વાસ છે.

## કેવળ ન્યાય માટેની લડત

આજે આપણે લડત કરીએ છીએ તે કેવળ ન્યાયને માટે જ. આપણે જે માગણી કરી છે તે જ સ્વીકારવી જોઈએ એવો આગ્રહ આપણે રાખ્યો નથી. એ માગણી વિષે આપણે વાટાઘાટ ચલાવી

અને ખાસ સમાધાનકાર આગળ પણ તપાસ કરાવી અને એમણે જે ભલામણ કરી તે આપણી માગણી કરતાં ઓછી હોવા છતાં તેનો આપણે સ્વીકાર કર્યો છે. માલિકોને એ ભલામણ અસ્વીકાર્ય થઈ પડી છે એ સ્થિતિમાં પણ જે મતભેદ ઊભો થયો તેનું પ્રંચ દ્વારા નિરાકરણ કરાવવા સરકારે સૂચના કરી તેનો પણ આપણે સ્વીકાર કર્યો. એ વસ્તુ માલિકોને પસંદ ન હોવાથી અંતે આખોયે પ્રશ્ન પંચ દ્વારા નિર્ણય કરાવવાની પણ આપણે તત્પરતા બતાવી છે પરંતુ એ વસ્તુ સ્વીકારવા પણ આપણે માલિકોને મનાવી શક્યાં નથી એમ દુઃખ સાથે મારે જણાવવું પડે છે.

## પંચની પ્રથા

આપણા હકની માગણીને માટે જ્યારે જ્યારે મતભેદ થાય ત્યારે ત્યારે પંચદ્વારા આપણે નિર્ણય કરાવતા આવ્યા છીએ અને તેથી ઉદ્યોગ તેમજ મજૂરોને પારાવાર લાભ જ થયો છે. ન્યાય પરત્વે પંચની પ્રથા જગત આખાને માટે અત્યંત ઉપકારક નીવડી છે, પરંતુ અહીં પ્રચલિત થઈ ગયેલી પ્રથાનો નાશ થયો છે. માલિકો પાસે પંચ મેળવી શકતા નથી એ સ્થિતિમાં આપણે શું કરવું એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કયાં તો આપણે પંચ અને ન્યાયને માટેનો આગ્રહ છોડી દઈએ કે તે માટે સ્વેચ્છાથી દુઃખ વહોરી લેવા તૈયાર થઈએ. આ સિવાય બીજો માર્ગ જણાતો નથી. આપણામાં શકિત ન હોય તો શાંતિથી બેસી રહેવાની પણ આપણને છૂટ છે એમ, પૂજ્ય ગાંધીજીએ પણ આપણને જણાવ્યું છે. પરંતુ તમારા પ્રતિનિધિમંડળે તેમ જ તમોએ ન્યાયને માટે આગ્રહ રાખી દુઃખ વહોરી લેવાનો માર્ગ પસંદ કર્યો છે એ તમને શોભે પણ છે.

## ગરીબનો બેલી ઈશ્વર

હું જાણું છું કે તમારી શકિત મર્યાદિત છે. ધનાઢ્ય અને શકિતસંપન્ન માલિકોએ તમારી સામે મોટો વ્યૂહ રચ્યો છે. એનો

સામનો કરવો સહેલ નથી. પરંતુ ન્યાયની લડત કેવળ બળ ઉપર નથી. એમાં લડનાર ઈશ્વર ઉપર આધાર રાખે છે. ગરીબનો બેલી ઈશ્વર છે, એટલે ઈશ્વરને હૃદયમાં રાખીને તમારી ન્યાયની લડત ચલાવશો, તો તેમાં શ્રેય જ છે.

## મનુષ્યધર્મ

સત્ય અને ન્યાય માટે આગ્રહ હોય તો સ્વેચ્છાથી દુઃખ સહન કરવું એ જ મનુષ્યધર્મ છે. તમે ગરીબ મજૂરો છો છતાં તમે મનુષ્યો છો અને એ ધર્મ તમે પાળો તેમાં તમારું શ્રેય જ છે. ગાંધીજીએ વર્ષો થયાં જે પાઠ ભણાવ્યો છે એની સફળતા પણ એમાં જ રહેલી છે.

## ટેક જાળવજો

લડતને અંગે પૂજ્ય ગાંધીજીની સલાહ ધ્યાનમાં રાખશો. લડત શરૂ કર્યા બાદ તમારી ટેક પૂરી દઢતાથી જાળવશો. ગમે તે કષ્ટ આવી પડે પણ તે ધીરજથી સહન કરશો અને ન્યાય મળે નહિ ત્યાં સુધી મિલો તરફ દૃષ્ટિ પણ નહિ કરશો. ઈશ્વરની કૃપાથી અને ગાંધીજીના આશીર્વાદથી તમો તમારી ટેક દઢતાપૂર્વક જાળવો અને આ કસોટીમાંથી પાર ઊતરો એવી પ્રાર્થના છે.

## સંપૂર્ણ અહિંસા પાળજો

આપણે ન્યાયને માટે લડીએ છીએ એટલે આપણી લડતનો પાયો સત્ય અને અહિંસાના સિદ્ધાંત ઉપર જ રચાયેલો છે. અહિંસા એ આપણી લડતની મુખ્ય ચાવી છે. આ અહિંસા માત્ર સ્થૂલ નહિ પરંતુ મન, વચન અને કર્મમાં આપણે ઉતારવા પ્રયત્ન કરીએ એ જ આપણું કર્તવ્ય છે. આપણે સહુને માટે પ્રેમ સેવીએ, ભાઈચારો કેળવીએ અને આપણા વિરોધીઓ પ્રત્યે પણ સદ્ભાવ રાખીએ એ લડત માટે આવશ્યક છે એટલું જ નહિ પણ એમાં આપણે આપણી પોતાની જ નૈતિક ઉન્નતિ કરીએ છીએ.

આપણી લડત ન્યાય અને નીતિની હોય તો એમાં આસુરી બળને સ્થાન ન હોય. હિંસા અને વેરઝેરને માટે અવકાશ ન હોય. અન્યાયનું જો સાચા સત્યાગ્રહી તરીકે આપણે નિવારણ કરવું હોય તો તમારા સદ્ભાવથી તમે તમારે પક્ષે નૈતિક બળ જમાવજો.

## ભરમાતા નહિ

માલિકો પ્રત્યે, તમારા અધિકારીઓ પ્રત્યે અને તમારી લડતમાં ભંગ પડાવે તેવા કમજોર ભાઇઓ પ્રત્યે પણ રોષ કે દ્વેષ કરશો નહિ ગમે તેટલું કષ્ટ પડે તો પણ તમારા દિલમાં તમારી લડતને હાનિ પહોંચે એવા ભાવોને પેસવા દેતા નહિ. જે સિદ્ધાંતને તમે એકવાર સમજી વિચારી વર્યા છો તેનો ટૂંકી દષ્ટિના લાભ ખાતર કોઈની ભંભેરણી કે ઉશ્કેરણીથી ત્યાગ કરતા નહિ. ગાંધીજીના સિદ્ધાંતોમાંથી તમને ચળાવવાને માટે જેઓ પ્રચાર કરતા હોય કે ખોટી ઉશ્કેરણી કરતા હોય તેમની વાત માનશો નહિ. ખોટી વાતોથી ભરમાઈ જવાને બદલે તમારા ધ્યેયને તમારી નજર સામે જ રાખજો.

## લડતનો આધાર

આપણી લડતનો આધાર આપણા સિદ્ધાંતોના પાલન ઉપર, આપણી શિસ્ત ઉપર અને સંયમભરેલા વર્તન ઉપર છે. તમે ખોટી વિચારસરણી કે વિચારભેદ પેદા કરે તેવા પ્રચારમાં ભોળવાઇ જશો નહિ. એક જ ફોજના આજ્ઞાપાલક સિપાહીઓ તરીકે તમારા કાર્યકર્તાઓ જે સૂચનાઓ આપે તેનું પાલન કરશો તો તમારી કસોટીમાંથી તમે સફળ રીતે પાર ઊતરશો.

## સાચા દિલની પ્રતિજ્ઞા

આપણી લડત કેવળ ક્ષુલ્લક પૈસા માટે નથી એ તમે સહુ સમજી ગયા હશો. જો કે પૈસા એ લડતનું આજે નિમિત્ત બન્યું

છે. જો તમે તમારા વાજબી હકો માટે, તમારા યોગ્ય સ્થાન માટે, ન્યાયભર્યા વર્તન માટે, સમાન વ્યવહાર માટે લડત ચલાવવાના હો તો એ લડતને શોભે એવી ઉચ્ચ અને પવિત્ર ભાવનાઓથી પ્રેરાઇ દિલમાં રહેલી મલીનતાઓનો નાશ કરી ઇશ્વર માથે રાખી પ્રતિજ્ઞા કરીએ અને એ પ્રતિજ્ઞા પાળવા માટે આપણને ઇશ્વર પૂરતું બળ અને તાકાત આપે એવી પ્રાર્થના કરીએ. આ મેદનીમાં હાજર રહેલા હજારો ભાઇઓની પ્રાર્થના સાચા દિલની હશે, ઇન્સાફ અને નેકી માટેની હશે તો આપણા વિરોધીઓના દિલ ઉપર એની અવશ્ય અસર પહોંચવાની છે.

## કસોટીમાં પાર ઊતરો

આ વાતાવરણમાંથી તમે ઘેર જાઓ તે સાથે એવી પ્રેરણા લઇને જજો કે તમારા મહોલ્લાઓમાં અને તમારી ચાલીઓમાં વસતા બીજા મજૂરભાઇઓના દિલમાં પણ ન્યાયની આ લડત માટેની તમન્ના પ્રગટાવી શકો. તમારી પ્રાર્થનાનો અવાજ અને તમારું આત્મબળ ભેગું થઇને અમદાવાદમાં એવું વાતાવરણ પ્રગટાવે કે તમારી ન્યાયની લડતને તોડવા કોઇ પ્રેરાય નહિ, તમારા વિરોધીઓનાં દિલ પણ તમારાં કષ્ટ જોઈ પીગળે અને તમારી ન્યાય મેળવવા માટેની કસોટીનો વહેલો અંત આવે. ઇશ્વરકૃપા અને ગાંધીજીના આશીર્વાદથી આ કસોટીમાંથી પાર ઊતરી તમે સમાજમાં યોગ્ય સ્થાન પ્રાપ્ત કરો અને દેશભરની તમામ મજૂર જનતાને ગાંધીજીના સિદ્ધાંતોને માર્ગે વાળવામાં સાધનરૂપ બનો એવી મારી ફરીફરીને પ્રાર્થના છે.

## અગ્નિપરીક્ષા અને આત્મશુદ્ધિ

આ લડત આપણી અગ્નિપરીક્ષાની અને આત્મશુદ્ધિની લડત છે અને ૧૯૧૮ના ધર્મયુદ્ધની માફક આપણી આ લડત વર્ષો સુધી અનેકને પ્રેરણા દેનારી થઇ પડે એવી રીતે ચલાવજો.

# સમાધાન અને અભિનંદન

[ છેક છેલ્લી ઘડી સુધી લડતની પૂર્ણ ને અદ્ભુત તૈયારીઓ ચાલી રહી હતી અને તેની સાથેસાથે સમાધાન માટે પણ ચારેકોરથી પ્રયત્નો થઈ રહ્યા હતા. ૨૫મીની રાત તે રીતે પસાર થઈ અને ૨૬મીએ સવારના પહોરમાં પાંચ વાગે સમાધાન થયું અને મિલમાલિક મંડળ વતી તેના પ્રમુખ શેઠશ્રી હરિદાસ અચરતલાલ અને મજૂર મહાજન તરફથી તેના પ્રમુખ પૂ અનસૂયાબહેને સહીઓ કરી. અને આ આખો પ્રશ્ન ઔદ્યોગિક અદાલતની લવાદી પર છોડવામાં આવ્યો. મજૂરોને પૂ અનસૂયાબહેને નીચે પ્રમાણે અભિનંદન આપ્યાં. ]

ઈશ્વરકૃપાથી અમદાવાદના ઉદ્યોગ માથે ઘેરાયલાં વાદળ વીખરાઈ ગયાં છે અને ન્યાયપૂર્ણ તથા માનભરી સમાધાની થઈ ગઈ છે એ માટે સર્વે મજૂરભાઈઓને અભિનંદન આપું છું.

લાંબા સમયથી ગૂંચવાઈ ગયેલા આ ઝઘડાનો વખતસર અને સંતોષકારક રીતે ઉકેલ કરવાના સફળ પ્રયાસ માટે માલિકમંડળનો તેમ જ તેમાં સહાયભૂત થઈ પડેલાં તમામ મંડળો અને મિત્રોનો પણ આભાર માનું છું.

આ ઝઘડા પરત્વે બે માસથી ચાલતી લાંબી વાટાઘાટો દરમિયાન મજૂરભાઈઓએ જે પ્રશંસનીય ધૈર્ય અને વિવેકબુદ્ધિ બતાવ્યાં છે તથા ન્યાય માટે લગભગ અનિવાર્ય બની ગયેલી હડતાળ માટે કષ્ટ સહન કરવાનું દૃઢ મનોબળ અને પોતાની ટેક પૂરી કરવા માટે જે ઉત્સાહ, શિસ્ત અને તૈયારી બતાવ્યાં છે તે માટે સમસ્ત મજૂર ભાઈઓને ધન્યવાદ ઘટે છે.

આ કટોકટીના પ્રસંગે આવી પડેલા કાર્યને એકનિષ્ઠા અને શ્રમપૂર્વક ઉપાડી લઈ તેને સફળ રીતે પાર પાડવામાં જે કાર્યદક્ષના

હજારો સ્વયંસેવકોએ બતાવી છે તે મજૂરવર્ગને ગૌરવ આપનારી છે અને ઉજ્જવળ ભવિષ્યની ઝાંખી કરાવે છે.

આ વિકટ પ્રસંગને અંગે જે ભાવના અને શક્તિ ઉદ્‌ભવ પામ્યાં છે તે મજૂરોની સાર્વદેશીય ઉન્નતિ સાથે એવા રચનાત્મક કાર્યમાં પરિણમે એવી આશા સેવું છું.

આ શહેરના ઉદ્યોગમાં પૂજ્ય ગાંધીજીએ વર્ષોથી આપેલા અને અનુભવે અત્યંત ઉપકારક નીવડેલા ઉચ્ચ સિદ્ધાંતોનું માલિકમંડળ તેમજ મહાજન સદા પાલન કરવા શકિતમાન થાય અને પરસ્પર સદ્‌ભાવ અને સહકારથી સમાજને સેવારૂપ થવા પૂજ્ય ગાંધીજીએ સેવેલી આશાઓ પૂરી કરે એવી ઇશ્વર પાસે પ્રાર્થના છે.

---

## ૭. નવા મકાનનું ખાતમુહૂર્ત

[ મજૂર મહાજન સંઘના કાર્યવાહક મંડળના નિર્ણય મુજબ ભદ્રમાં કૉંગ્રેસ હાઉસની નજીકમાં આવેલી જમીન મજૂર મહાજને મેળવી હતી અને આ જમીનમાં કાર્યાલયના મકાનની ખાતમુહૂર્તની મંગળક્રિયા વૈશાખ સુદ ૧૦ને તા. ૩૦-૪-૪૭ને બુધવારે સવારના સાડાઆઠ વાગે મજૂર મહાજન સંઘની સલાહકાર સમિતિના સભ્યો, કાર્યવાહકના સભ્યો અને મજૂર ઑફિસના સ્ટાફના સભ્યોની હાજરીમાં મહાજનના પ્રમુખ અનસૂયાબહેને કરી હતી. તે પ્રસંગે નીચેનું મંગલ પ્રવચન કર્યું હતું ]

આ મજૂર મહાજનની સ્થાપના જે મહાન તપસ્વીના શુભ હસ્તે થઈ હતી તે જ પવિત્ર પુરુષના હસ્તે આજનું ખાતમુહૂર્ત થયું હોત તો આપણને સૌને અત્યંત આનંદ થાત આ મહાજનની સ્થાપનાને લગભગ સત્તાવીસ વર્ષ થઈ ગયાં છે. એ મહાન પુરુષે એના પાયામાં સત્ય, અહિંસા અને સર્વોદયની પ્રાણપૂર્ણ ભાવનાઓ મૂકી એનું સતત સિંચન કર્યા કર્યું છે અનેક તોફાનો, વંટોળિયાં, પ્રલોભનો અને વિકટ પરિસ્થિતિમાં એના પાયા સબળ અને સુદૃઢ રહ્યા છે, એ એમની પ્રસાદી અને મહાજનના સભ્યો તથા અન્ય મજૂર ભાઈબહેનો તેમ જ એના કાર્યકર્તાઓની એ સિદ્ધાંતો માટેની વફાદારી અને પરિશ્રમનું ફળ છે. આ પવિત્ર સિદ્ધાંતો પર સ્થિર રહેવા ઈશ્વર આપણને સર્વેને સદ્બુદ્ધિ અને શકિત આપે એવી પ્રાર્થના છે.

### ઈશ્વરકૃપા-સર્વેનો સહકાર

મહાજને પોતાની પ્રવૃત્તિમાં ધન, સંપત્તિ કે જમીન-મકાન માટે વિશેષ આગ્રહ રાખ્યો નથી. ઈશ્વરકૃપાથી જે સંપત્તિ કે સગવડ આવી મળ્યાં તેથી નિભાવવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ આજે



મજૂર મહાજન સઘના અન્યાગના નવા મકાનમા
કળશસ્થાપના કરતા

સંજોગવશાત્ મહાજનની પ્રવૃત્તિ માટે મકાન બનાવવાનો પ્રસંગ આવ્યો છે. તે કામ પણ ઈશ્વરકૃપાથી અને તમારા સર્વેના સહકાર તથા પરિશ્રમથી સારી રીતે પાર પડશે એવી મને શ્રદ્ધા છે.

હાલની પરિસ્થિતિમાં અનુકૂળ જમીન મેળવવી અત્યંત મુશ્કેલ હતી છતાં નાની પણ સગવડવાળી જમીન આપણને મળી ગઈ છે એ સદ્ભાગ્ય છે.

## શુદ્ધ ભાવનાનું વાતાવરણ

આ મકાન માટે નકશા બનાવવાનું કામ આર્કિટેક્ટ શ્રી. મ્હાત્રેને સોંપ્યું છે. એ ભાઈ ભાવનાશીલ છે અને સભ્યો તથા કાર્યકર્તાઓની સગવડ સારી રીતે જળવાય અને એઓ પોતપોતાનું કાર્ય સુખ અને સવડતાથી કરી શકે એ રીતે આ મકાનની રચના કરવા પાછળ એમણે ઠીક ધ્યાન આપ્યું છે. પણ મકાનને અંગે મુખ્ય વસ્તુ તો એનું વાતાવરણ જ છે. જે પવિત્ર ભાવનાઓ આ સંસ્થાના સંસ્થાપકે આપણા સૌના હૃદયમાં રેડી છે તે શુદ્ધ ભાવનાથી આ મકાનનું વાતાવરણ સદા રંગાયેલું રહેશે અને એ ભાવનાને જીવનમાં ઉતારવા સહાયભૂત થશે એવો મને વિશ્વાસ છે.

## પુણ્ય પ્રવૃત્તિઓનું સ્થાન

જે કાંઈ સત્કાર્યો થાય છે તે સર્વે ઈશ્વરની પ્રેરણા અને કૃપાથી જ બને છે. મનુષ્ય તો નિમિત્ત માત્ર જ છે. જે પ્રેરણાથી આ મકાનનો પાયો નંખાય છે તે પ્રેરણા ફળીભૂત થાય અને ઈશ્વર પ્રસન્ન રહે એવી અનેક શુભ સર્વોદયની પુણ્ય પ્રવૃત્તિઓ આ મકાનમાં થતી રહે એવી પ્રાર્થના છે.

## ૮. સ્વરાજનું મંગળ પ્રભાત

[ ૧૯૪૭માં ૧૫મી ઓગસ્ટે દેશ સ્વતંત્ર થતાં સર્વત્ર અપૂર્વ આનંદ ને ઉત્સાહ પ્રવર્ત્યો હતો. અમદાવાદના મજૂરોએ પણ તે દિવસની ઉજવણી કરી હતી. તેમાં અનસૂયાબહેને નીચે પ્રમાણે પ્રવચન કર્યું હતું. ]

આજે આપણે સ્વરાજ પ્રાપ્તિનું મંગળ પ્રભાત ઊજવવા ભેગાં થયાં છીએ. આપણને આજે સ્વરાજ્યનાં જે આછાં દર્શન થઈ રહ્યા છે તેને સારુ પરમકૃપાળુ પરમાત્માનો આપણે સૌ આભાર માનીએ અને પ્રાર્થના કરીએ કે તે આ ભારતવર્ષની પ્રજાને એવી સદ્બુદ્ધિ અને સામર્થ્ય આપે કે જેથી સમસ્ત પ્રજા સ્નેહથી હળીમળીને, બંધુભાવથી રહે અને પોતાના સંયુક્ત અને ભાવપૂર્ણ પ્રયત્નથી દેશને ચારિત્રશીલ, સમૃદ્ધ અને સુખી કરે અને સમસ્ત માનવજાતિના ઐક્ય તથા કલ્યાણના-કાર્યમાં પોતાનો ફાળો આપવાને શક્તિમાન થાય.

### ગાંધીજીને વંદન

આપણો દેશ આજે સ્વતંત્રતાની સ્થિતિએ પહોંચવા પામ્યો છે તે એક મહાન પુરુષની તપશ્ચર્યા, પુણ્ય પ્રેરણા અને એમની દોરવણી નીચે પ્રજાએ ચલાવેલી લડત તથા સ્વેચ્છાથી આપેલાં બલિદાનનું પરિણામ છે. એ પરમ પૂજ્ય ગાંધીજીને આપણાં અનેક વંદન હો.

### વીરોને અંજલિ

આઝાદી સંપાદન કરવા માટે પોતાની જાતનું બલિદાન આપનાર અનેક વીર અને વિરાંગનાઓને આજના માંગલિક પ્રસંગે આપણે અંજલિ આપીએ છીએ. એ દેશભક્તોમાં અગ્રગણ્ય

એવા સ્વ શ્રી મહાદેવભાઈની આજે પુણ્ય સંવત્સરી છે તેમનું આખુંયે જીવન દેશની સેવામા જ વ્યતીત થયેલું. એવા એ પુણ્યાત્માની સ્મૃતિ આપણને દેશસેવાના કાર્યમા પ્રેરણારૂપ થાઓ.

## વિકટ પરિસ્થિતિ

યુરોપમાંથી પ્રગટેલા છેલ્લા વિશ્વયુદ્ધ પછી જગતની પરિસ્થિતિ અત્યંત દયાજનક થઈ રહી છે અન્ન, વસ્ત્ર અને જીવનનિર્વાહની અનેક વસ્તુઓની ભારે તંગી ઘણા પ્રદેશો અનુભવી રહ્યા છે. રાજ્યકાર્યના કુશળમાં કુશળ સંચાલકો અને અનુભવીઓને પણ અતિ મૂંઝવણમાં નાખે એવી આ પરિસ્થિતિ ઉત્પન્ન થયેલી છે એવા વિકટ સમયે આપણા નેતાઓને આ રાજતંત્ર ચલાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.

## સાચો માર્ગ

આ પરિસ્થિતિમા આવી પડતી મુસીબતો દૂર કરવા તથા સુખ, શાતિ સ્થાપવા તેઓ એમનાથી બનતા સર્વે પ્રયત્ન તો કરશે જ; પરંતુ એમના પ્રયાસ ત્યારે જ સફળ થઈ શકશે કે જ્યારે સમસ્ત પ્રજા, જે જે મુસીબતો આવી પડશે તે તે ધીરજથી સહન કરી એમના કાર્યમા સમજપૂર્વક સહકાર અને સક્રિય સહાય આપશે એમનું કાર્ય રચનાત્મક હોઈ ઘણું વિકટ છે. ચણવાનું કામ મુશ્કેલ હોય છે, તોડવાનું નહિ. સંજોગોની પૂરી તુલના કર્યા વિના કોઇ પણ વસ્તુની ખોડખાંપણ શોધી એની ટીકા કરવી એ તો સૌથી સહેલુ છે પરતુ કેવળ ટીકાથી કાંઈ ખાસ અર્થ સરતો નથી કાર્યને અંગે જ્યા દોષ હોય તે બતાવવો એ તો કર્તવ્યરૂપ જ ગણાય, પરંતુ એની પાછળ સ્પર્ધારહિત સાચો સદ્ભાવ ને સહકારની વૃત્તિ હોય તો જ તે મદદરૂપ થાય છે. આ સંજોગોમા કાર્યસાધક માર્ગ તો એ જણાય છે કે દરેક વ્યક્તિ

પોતાના ફાળે આવતું કાર્ય સમસ્ત પ્રજાના હિતને માટે મહત્ત્વનું છે એમ સમજી પૂરેપૂરી જવાબદારીપૂર્વક ઉત્તમમાં ઉત્તમ રીતે બજાવે અને એ રીતે દેશને સમૃદ્ધ કરવામાં પોતાનો યોગ્ય ફાળો આપે.

## સર્વોદયનો આદર્શ

સ્વરાજ્યના સાચા આદર્શની સફળતા તો પૂજ્ય ગાંધીજીએ આપેલી સર્વોદયની ભાવનામાં જ રહેલી છે. સર્વોદય એટલે સમસ્ત પ્રજાનો સાર્વદેશીય વિકાસ. એ ધ્યેયની પ્રાપ્તિ માટે રચાયેલી સમાજમાં કોઈ પણ પ્રકારની ભેદવૃત્તિને સ્થાન ન જ હોઈ શકે. પરંતુ આજે તો આપણી સમાજમાં સત્તા, શિક્ષણ, ધન, તેમ જ રૂઢિને લઈને અનેક પ્રકારે ભારે અસમાનતા પ્રવર્તે છે અને તેમાં જે નબળા છે તે બળવાનને હાથે પીડાય છે, અને એમનો જીવન-વિકાસ રૂંધાઈ જાય છે. આ સ્થિતિ અસહ્ય છે અને તે જેમ બને તેમ જલદીથી દૂર કરવી જરૂરની છે. ન્યાયની દૃષ્ટિએ સમાજમાં હિંદુ હોય કે મુસલમાન, બ્રાહ્મણ હોય કે શુદ્ર, ગરીબ હોય કે તવંગર, સ્ત્રી હોય કે પુરુષ કોઈ પણ પ્રકારના ભેદ વગર સર્વેની સ્થિતિનો—જરૂરિયાતનો વિચાર થાય, સર્વને એમના વિકાસ માટે સરખું પ્રોત્સાહન મળે, અને તેને અંગેની જરૂરી અનુકૂળતા માટે યોગ્ય પ્રબંધ થાય તો સમય જતાં સ્થિતિ જરૂર સુધરી શકે.

## રાજતંત્રની મર્યાદા

આ કામ સહેલું તો નથી જ અને કેવળ રાજ્યતંત્રના પરિવર્તનથી એ ધ્યેયની સ્થિતિ પ્રાપ્ત થઈ શકે એમ પણ નથી. સુવ્યવસ્થિત રાજતંત્ર જરૂર એના માર્ગોમાં રહેલા અંતરાયો દૂર કરી શકે, યોગ્ય વાતાવરણ ઉત્પન્ન કરવામાં મદદ કરી શકે, અને ધારા, ધન વગેરેથી જરૂરી અનુકૂળતાઓ કરી આપી પણ શકે. પરંતુ જનતાના વિકાસનો આધાર તો ઘણે અંશે જનતાના પોતાના પ્રયાસ ઉપર જ અવલંબિત રહે છે. એટલે જો આ મહાન આદર્શનું

મહત્ત્વ, એનું સાચું રહસ્ય, આપણી બુદ્ધિ ગ્રહણ કરતી થશે, આપણા દિલમાં તે ઊતરતું જશે અને તેને અનુસરીને વ્યવહારમાં આપણું પરસ્પર આચરણ, વર્તન થતું રહેશે તો જ એ દિશામાં સાચી પ્રગતિ થઈ શકશે.

## આપણું કર્તવ્ય

આપણા નવા બંધારણમાં રાજતંત્ર તો પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓનું બનવાનું છે અને આપણી ભાવના, વૃત્તિ અને વર્તન જેવાં હશે તેવું જ તંત્ર આપણને સાંપડશે. આપણી ઝંખના ભેદ વગર સર્વની ઉન્નતિ માટે હશે તો એની અસર રાજતંત્ર પર પણ પડયા વિના રહેશે નહિ અને એને પરિણામે પ્રજાની જે પ્રગતિ થશે તે યાંત્રિક અથવા ઉપરથી લાદેલી નહિ પરંતુ પ્રજાની અંતઃપ્રેરણાની સાચી જ હશે. એટલે આપણો પ્રયત્ન તો પૂ. ગાંધીજીએ આપેલા આ સર્વોદયના મહાન આદર્શનું રહસ્ય સમજવા, અને આપણા દિલમાં, આપણા જીવનમાં ઉતારવા તરફ વાળવાનો રહેશે કે જેથી આપણી બુદ્ધિ અને વૃત્તિ નિર્મળ અને ઉદાર થાય. આપણે આપણા ક્ષેત્રમાં એકબીજા સાથે હળીમળીને રહીએ, એકબીજાના સુખદુઃખમાં સાચા દિલથી ભાગ લેવા તત્પર થઈએ અને એકબીજાના વિકાસ માટે, સંયુક્ત થઈ પ્રયાસ કરી, સર્વની ઉન્નતિનો માર્ગ સરળ કરી શકીએ.

## આપણી અભિલાષા

ઈશ્વર આપણને સર્વેને સદ્બુદ્ધિ અને સામર્થ્ય આપે કે જેથી આપણે સર્વે આપણા દેશ પ્રત્યેનું કર્તવ્ય સારી રીતે સમજતા થઈએ અને ઈશ્વર પ્રસન્ન રહે તેવી રીતે તેનું પાલન કરી આ ભારતવર્ષને આરોગ્ય, સંપત્તિ તથા વિદ્યાથી બધી રીતે સમૃદ્ધ અને સુખી કરવામાં આપણો અલ્પ ફાળો આપી, આપણું જીવન સફળ કરીએ.

## ૯. બીજમાંથી વૃક્ષ

[ ૪-૧૮-'૪૭ના રોજ 'મજૂર દિન' ઊજવવા માટે એકઠી થયેલી મજૂર મેદનીને ઉદ્દેશતાં અમદાવાદના મજૂરોએ આજ સુધીમા સાધેલી પ્રગતિનો ઉલ્લેખ કરતા અનસૂયાબહેને નીચે પ્રમાણે ઉદ્ગારો કાઢ્યા હતા ]

આજે આપણે મજૂર દિન ઊજવવા એકઠા થયા છીએ આજથી ત્રીસ વર્ષ ઉપર અહીંની મિલોના એક નાનકડા ખાતાના મજૂરોએ પોતાની સ્થિતિ સુધારવા મહાજન બાધ્યુ અને માલિકોને નોટિસ આપી હડતાળ પાડી એ લડતને અગે પૂ ગાધીજીનો પ્રથમ સમાગમ થયો અને આ સસ્થાનુ બીજ રોપાયુ ઈશ્વરકૃપાથી એ બીજને અનુકૂળ પરિસ્થિતિ અને સજોગો સાપડયા અને આજે આપણે એને એક સુદર ફૂલેલા, ફાલેલા વૃક્ષરૂપે જોઈએ છીએ આપણી આ સસ્થાના વિકાસ પાછળ ઈશ્વરની પરમ કૃપા અને પૂ ગાધીજીની ઉન્નત ભાવના તથા પુણ્ય તપશ્ચર્યાનુ બળ છે, તેમ તમારી સર્વેની તથા તમારા સેવાભાવી કાર્યકર્તાઓની એકનિષ્ઠાભરી સાધના પણ રહેલી છે પૂ ગાધીજી પાસેથી આપણને જે પવિત્ર પ્રેરણા મળી છે તે આપણા સર્વેના જીવનમા વધુ અને વધુ ઊડે ઊતરતી જાય અને તે આપણને આપણા ધ્યેયની વધુ ને વધુ નજદિક લઈ જવામા સહાયભૂત થાય, એવી આજને માગલિક દિવસે આપણી પ્રભુ પાસે પ્રાર્થના છે

### ત્રીસ વર્ષ પહેલાંની સ્થિતિ

ત્રીસ વર્ષ એ જીવનનો એક લાબો ગાળો છે આ ત્રીસ વર્ષમા અહીંના મજૂરજીવનમા પણ ઘણો ફેરફાર થઈ ગયો છે એ જમાનામા મિલો બાર કલાક ચાલતી મજૂરોના પગારનુ ધોરણ અતિશય

નીચું હતું. સાળખાતામાં મહિને રૂપિયા ૧૮ અને થ્રોસલમાં તો માત્ર ૧૧ રૂપિયા જ મળતા. મિલોમાં પાણી, જાજરૂ વગેરે સામાન્ય સગવડોના સંબંધમાં પણ ચોતરફથી ફરિયાદો આવતી અને કામની પરિસ્થિતિ અસહ્ય હતી. મિલોમાં એકંદરે ભયનું રાજ્ય પ્રવર્તતું અને મહાજનનું નામમાત્ર પણ બેકારીને માટે કારણભૂત થઈ પડતું.

## પલટાયેલી પરિસ્થિતિ

આજે તો એ સ્થિતિ પલટાઈ ગઈ છે. આજે એ ભયનું વાતાવરણ દૂર થઈ ગયુ છે. ભયનું કારણ આવી પડે તો પણ તેનો વિનયપૂર્વક વ્યવસ્થિત રીતે સામનો કરવાની શક્તિ ઉત્પન્ન થઈ છે. તમારી સંસ્થામાં લગભગ બધી મિલોના બધાં ખાતાંના મજૂરો સારી સંખ્યામાં જોડાયેલા છે અને સભ્યોની સંખ્યા પંચાવન હજારે પહોંચી છે. જે ભાઈઓ જોડાયા નથી તેઓ પણ મોટા ભાગે સંસ્થાની નીતિ તથા કાર્યોનું મહત્ત્વ સમજે છે અને તેનો લાભ મેળવે છે. એટલે કાળે કરી તેઓ પણ મહાજનમાં જોડાશે એવી આશા રહે છે. કામના કલાક ઘટીને હવે આઠ થયા છે. અને મજૂરોને જીવનનિર્વાહ માટે યોગ્ય પગાર મળવો જોઇએ એ સિદ્ધાંતનો સ્વીકાર થયેલો હોવાથી એનું ધોરણ હવે ઔદ્યોગિક અદાલત દ્વારા મુકરર થાય છે. જે ખાતામાં સંગઠનને અભાવે પગાર ઓછો છે તેમને પણ અમુક રકમથી ઓછો પગાર ન જ આપી શકાય, એવો નિયમ ઘડાઈ રહ્યો છે. મિલોમાં કામની પરિસ્થિતિમાં આવકારદાયક ફેરફાર થતા જાય છે. જો કે તેમાં હજી ઘણા સુધારા માટે અવકાશ છે. અને તે માટે સરકાર તરફથી જે તપાસ સમિતિ નિમાઇ છે તે યોગ્ય સૂચનાઓ કરશે અને તેનો અમલ થશે, એવી આશા રહે છે. નાગરિક તરીકેની સ્થિતિમાં પણ ઠીક પ્રગતિ થઇ જણાય છે. શહેરમાં મજૂર તરફ જે ઘૃણાની નજર રહેતી તે દૂર થતી જાય છે અને સમાજના અગત્યના અંગ તરીકે નાગરિક જીવનમાં એને યોગ્ય સ્થાન મળતું જાય છે. મ્યુનિસિપાલિટીના

કામકાજમાં મજૂર સભ્યો ભાગ લેતા થયા છે અને આરોગ્ય, શિક્ષણ અને વૈદકીય મદદ વગેરેને અંગે મજૂર મહોલ્લાઓમાં જે ન્યૂનતાઓ જણાતી તે દૂર થતી જાય છે. ધારાસભામાં પણ સંસ્થાના મંત્રીઓ પ્રતિનિધિઓ તરીકે ચૂંટાયા છે, અને મજૂરોના વાજબી હકના રક્ષણ માટે તેમ જ એમના જીવનવિકાસ માટે, યોગ્ય ધારાઓ ઘડાય તે માટે કાળજીપૂર્વક પ્રયત્ન કરે છે. અને એની અન્ય પ્રાંતોની તથા મધ્યસ્થ ધારાસભા પર પણ અસર પહોંચે છે. એમાંના એક ભાઈ ગુલઝારીલાલને, તમે મજૂરપ્રધાન તરીકે આજને માંગલિક પ્રસંગે નોતર્યા છે અને તેમની પાસેથી તમે તમારી ભવિષ્યની પ્રવૃત્તિને અંગે અમૂલ્ય સૂચનો મેળવશો.

## મજૂરપ્રવૃત્તિનો વિકાસ

પૂ. ગાંધીજીની પ્રેરણા અનુસાર વ્યવસ્થિત પ્રવૃત્તિથી તમે તમારા જીવનનાં જુદાંજુદાં ક્ષેત્રમાં જે પ્રગતિ સાધવા શક્તિશાળી થયા છો તેની અસર સ્વાભાવિક રીતે તમારી આસપાસનાં ઔદ્યોગિક કેન્દ્રો ઉપર પણ થઈ છે વડોદરા, કડી, કલોલ, સિદ્ધપુર, પેટલાદ, વિરમગામ, ભાવનગર, નડિયાદ, ભરૂચ, નવસારી, ઈન્દોર, રતલામ જેવા ઔદ્યોગિક કેન્દ્રોમાં પણ અહીંના સિદ્ધાંતો તથા નીતિને અનુસરતાં મહાજનો સ્થપાયાં છે; અને ત્યાં પણ પરિણામે મજૂર-જીવનમાં આવકારદાયક સુધારો થઈ રહ્યો છે.

## મુંબઇના મજૂરો

આ પ્રાંતમાં આ ઉદ્યોગનું સૌથી મહત્ત્વનું કેન્દ્ર તો મુંબઈ છે. ત્યાંની મજૂરપ્રવૃત્તિનું સુકાન સામ્યવાદી પક્ષના હાથમાં હતું. પણ આપણી સંસ્થાની કાર્યપદ્ધતિથી મજૂરજીવનમાં જે શક્તિ અને પ્રભાવ ઉત્પન્ન થઈ શકે છે તથા જે આવકારદાયક પ્રગતિ થઈ શકે છે તેની પ્રતીતિ થતાં ત્યાંના મજૂરો પણ હવે એ જ

પદ્ધતિએ ચાલતા મહાજનમાં મોટી સખ્યામા જોડાતા જાય છે અને કાળે કરીને તે મહાજન પણ મુબઈના મજૂરોનુ પ્રતિનિધિત્વ પ્રાપ્ત કરશે એવી આશા છે.

મુંબઈમા આવુ મહાજન થતા મહારાષ્ટ્રના બીજા મથકો સોલાપુર, પૂના વગેરેમા પણ મજૂરો આ રસ્તે વળી ગયા છે અને ત્યાં પણ તેવા મ ડળો સ્થપાયા છે

## મિલમજૂર મહામ ડળ

મુ બઈ પ્રાતના અને તે સાથેના દેશી રાજ્યોના મોટા ભાગના મિલઉદ્યોગના મથકોના મજૂરોના મ ડળોને સીધી કે આડકતરી રીતે, અમદાવાદના મજૂર મહાજનની પ્રેરણા મળી છે અને તે બધા મ ડળોએ વર્ષોથી તેમનુ એક મહામ ડળ સ્થાપ્યુ છે આજે એ મહામંડળમા દોઢ લાખ જેટલા સભાસદો જોડાયેલા છે

## રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસ

પૂ ગાધીજીએ મજૂર કાર્ય માટે જે આદર્શ, સિદ્ધાતો અને નીતિ દેશ આગળ મૂકયા છે તે અત્યત અમૂલ્ય છે અને તે મુજબ વ્યવસ્થિત રીતે કામ કરતા ઉત્તમ પરિણામ પ્રાપ્ત થઈ શકે છે એ ધીમેધીમે સર્વત્ર સમજાતુ જાય છે, અને દેશભરમા પણ એ પદ્ધતિ અનુસાર મજૂરપ્રવૃત્તિનો વિકાસ થાય તે હેતુથી રાષ્ટ્રવાદી કાર્યકર્તાઓએ ગયા મે મહિનામા રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસની સ્થાપના કરી છે. માત્ર - છ માસના જ ગાળામા એ સસ્થામા જોડાયેલા સભ્યોની સંખ્યા સાડાત્રણ લાખ જેટલી થઈ છે

## સ્વાભાવિક વિકાસ

કાર્યનુ ક્ષેત્ર મર્યાદિત હોય, પરંતુ ધ્યેય તથા મૂળભૂત સિદ્ધાતો સારી રીતે વિચારેલા હોય, કાર્યની પાછળ ભાવના શુદ્ધ અને સાચી હોય અને કામ ધીરજથી પણ એકનિષ્ઠા, ખંત અને

કુશળતાથી થયું હોય તો સહેજે સંતોષકારક પરિણામ આવે છે, અને કાર્યમાં સફળતાનો અનુભવ થતાં, એ નીતિ તથા કાર્યપદ્ધતિ સ્વાભાવિક રીતે વિશાળ ક્ષેત્રમાં પોતાની મેળે સ્વીકાર પામે છે. અહીંની મજૂરપ્રવૃત્તિની નીતિ તથા કાર્યપદ્ધતિના સંબંધમાં કેટલેક અંશે એવો અનુભવ થતો જણાય છે. જનસેવાની પ્રવૃત્તિઓને અંગે ક્ષેત્રનો વિસ્તાર વધારવા વૃત્તિ થાય એ સ્વાભાવિક છે, કારણ કે જે પ્રવૃત્તિ સમાજને માટે ઇષ્ટ અને શ્રેયસ્કર હોય, તેનો લાભ બને તેટલા વધુ પ્રમાણમાં જનતાને મળે તો 'સારું' એમ સહુ કોઈને લાગ્યા વગર રહે નહિ. પરંતુ રચનાત્મક કાર્ય કંઈક એવા પ્રકારનું છે કે આરંભમાં ક્ષેત્રનો વિસ્તાર વધારી શકાતો નથી અને મર્યાદિત ક્ષેત્રમાં પણ સંગીન પરિણામ આવતાં કંઈક સમય લાગે છે; પરંતુ કાર્યમાં સફળતાની પ્રતીતિ થતાં તેને સ્વાભાવિક વેગ તથા વિસ્તાર મળી રહેશે. વળી સર્વે જનસેવાના કાર્યમાં સ્વાભાવિક રીતે જે વિકાસ થતો રહે છે તે ઈશ્વરની કૃપાનું જ પરિણામ છે. એમ સમજાતાં મિથ્યા આગ્રહ કે ગર્વને સ્થાને એક પ્રકારની ઈશ્વર પ્રત્યેની કૃતજ્ઞતાના ઊંડા ભાવનો જ અનુભવ થાય છે.

**આગળ વધો**

આપણી સંસ્થાએ એના કાર્યમાં આવકારદાયક પ્રગતિ કરી છે. પરંતુ જે ધ્યેય આપણી સમક્ષ મૂકવામાં આવ્યું છે તેને પહોંચવા માટે હજી વિશેષ પ્રયત્નની જરૂર છે. પૂ. ગાંધીજીએ જે સંદેશો મોકલ્યો છે તેમાં પણ એમણે આપણને હજી આગળ વધવા પ્રેરણા આપી છે. આપણું ધ્યેય તો સર્વોદયનું છે. સર્વોદય એટલે સમસ્ત પ્રજાનો વિકાસ અને ઉન્નતિ. એ ધ્યેયની પ્રાપ્તિમાં આપણે કેવી રીતે વધુમાં વધુ મદદરૂપ થઈ શકીશું એનો વિચાર કરવો ઘટે છે. એને અંગે પ્રથમ તો આપણે પોતે જ યોગ્ય શક્તિ અને ભાવના સંપાદન કરવાં રહ્યાં.

## ધન અને સમયનો સદુપયોગ

આ સંબંધમાં પૂ. ગાંધીજીએ જે અમૂલ્ય સૂચનાઓ આપી છે તે વિચારવા જેવી લાગે છે. આજથી ત્રીસ વર્ષ ઉપર મજૂર મહાજનની સ્થાપના કરતી વખતે મહાજનના ઉદ્દેશો સમજાવતાં, એમણે એમની સીધી–સાદી ભાષામા બે મહત્ત્વની વાત કરી હતી એક તો એ કહ્યુ હતું કે મિલોના પગાર ઓછો છે તે વધારવા માટે પ્રયત્ન કરવો; પરંતુ તે સાથે એમણે એમ પણ આગ્રહપૂર્વક જણાવ્યું હતું કે જે પગાર મળે તેનો સદુપયોગ થાય તે માટે પ્રયાસ કરવો એ જ પ્રમાણે એમણે એમ પણ જણાવ્યું હતું કે કામના કલાક વધારે પડતો હોવાથી તે ઓછા કરાવવા પણ તેની સાથે એમ પણ ભારપૂર્વક જણાવ્યું હતું કે જે સમય બચે તેનો સદુપયોગ થાય તે માટે પણ કાળજીપૂર્વક પ્રયાસ કરવો. આ સૂચનાઓ તમામ લક્ષમાં છે અને એ માટે પ્રયત્ન થતો રહે છે એમ માનું છું. પરંતુ એ દિશામાં વિશેષ આગ્રહપૂર્વક પ્રયત્ન કરવામાં આવે તો મજૂરોની તાકાત આજે છે તે કરતા પણ અહેંજે ઘણી વધી જાય એમ લાગે છે એવા પ્રયાસથી મજૂરોની સુખસંપત્તિ તથા જ્ઞાનમાં ઘણી વૃદ્ધિ થશે અને મજૂરો તથા તેમનાં કુટુંબીજનો પોતે આરોગ્યપૂર્ણ, સંસ્કારી અને ભાવનાશાળી જીવન ગાળતા થશે એટલું જ નહિ, પરંતુ સ્વતંત્ર ભારતવર્ષને જે સ્થિતિ પ્રાપ્ત કરવાની છે, તે પ્રાપ્ત કરવાના કાર્યમાં ઉત્તમ ફાળો આપવા શક્તિમાન થશે

## સભ્યોની સંખ્યા

મહાજનની સ્થિતિમા દિન–પ્રતિદિન આવકારદાયક સુધારો થતો જાય છે, સભ્યોની સંખ્યા વધતી જાય છે અને મિલોના મજૂરો મોટે ભાગે મહાજનમાં જોડાઈ જાય, એને અંગે પ્રયત્ન થાય છે, એ સંતોષની વાત છે. આજના જમાનામાં સંસ્થાની પ્રગતિની

વિચારણાને અંગે સંખ્યાને મહત્ત્વ અપાય છે અને તે એક દૃષ્ટિએ યોગ્ય પણ છે. આવી પ્રવૃત્તિમાં જેમ વધુ સંખ્યામાં સભ્યો જોડાય તેમ કામનો વિસ્તાર વધે છે એમ સ્વાભાવિક રીતે સૌને લાગે; પરંતુ કેવળ સંખ્યા વધવાથી હમેશાં સાચી શક્તિમાં વધારો થાય છે એમ કહી શકાય નહિ

## સાચી પ્રગતિ

કંઈક ઊંડું વિચારીશું તો જણાશે કે સાચી પ્રગતિનો આધાર સંખ્યા કરતાં પણ એ પ્રવૃત્તિમાં જોડાતી વ્યક્તિઓની આંતરિક ભાવના, ઉત્સાહ તથા તેના કાર્ય ઉપર અવલંબે છે. આનો અર્થ એ નથી થતો કે આપણે આપણા સભ્યોની સંખ્યામાં વધારો કરવો નથી. આપણે તો જરૂર એમ ઇચ્છીએ કે મિલોના બધા જ મજૂરો મહાજનના સભ્યો થઈ જાય. પરંતુ સાથેસાથે આપણે એવો પણ આગ્રહ રાખીશું કે જે સભ્યો મહાજનમાં જોડાય તે સર્વે પૂ. ગાંધીજીએ આપેલા સિદ્ધાંતોનું રહસ્ય સારી રીતે સમજે અને વ્યવહારમાં તેનો અમલ કરી તેને સફળ કરવા હમેશાં પ્રયત્નશીલ રહે. જેટલે અંશે આ પ્રવૃત્તિમાં જોડાયેલા સભ્યો પોતે વિવેક, વિચાર કેળવતા થશે, જીવનમાં સદ્‌ગુણ, સદાચાર અને કુશળતાની સંપત્તિ મેળવતા થશે તથા તેમાં વૃદ્ધિ કરતાં રહેશે અને પોતાને ફાળે આવતાં સર્વે કામ ઉત્તમ રીતે બજાવી, પોતાની શક્તિ જનસેવાના કાર્યમાં અર્પણ કરતાં થશે, તેટલે જ અંશે એમની પોતાની તથા સમાજની પ્રગતિનો માર્ગ સરળ થશે અને દેશની સાચી ઉન્નતિ સાધી શકાશે તે સિવાય સાચી અને સ્થાયી પ્રગતિ પ્રાપ્ત થવી મુશ્કેલ લાગે છે.

## એક દૃષ્ટાંત

આ પ્રસંગે એક મિત્ર પાસે સાંભળેલી રમૂજી પણ બોધદાયક કથા યાદ આવે છે. દેશની આજની વિકટ પરિસ્થિતિમાં સમસ્ત પ્રજા માટે પણ વિચારવા જેવી લાગે છે એટલે તે તમારી આગળ મૂકું છું.

એક વખત એક રાજા અને તેના પ્રધાન વચ્ચે પ્રજાની ભાવના સંબંધી પ્રશ્ન ઊઠયો. પ્રજાના પ્રતિષ્ઠિત સજ્જનો સંત–સેવાના કાર્યમાં ઉત્સાહ ધરાવે છે કે કેમ તે જોવાની ઇચ્છા થતાં રાજાએ એમને આમંત્રણ આપી એકઠા કર્યા અને જણાવ્યું કે અમુક દિવસે મોટી સંખ્યામાં સાધુ–સંતો અહીં આવનાર છે અને એમને આપવા માટે દૂધની ખાસ જરૂર છે એટલે દરેક જણ એક એક દૂધનો ઘડો એ દિવસે સવાર પહેલાં, એને માટે નક્કી કરેલે સ્થળે રેડી જાય તો સારું. બધાય સજ્જનોએ રાજાની માગણી સ્વીકારી અને એ દિવસે દૂધનો ઘડો મોકલી આપવા વચન આપ્યુ. રાજાએ દૂધ માટે એક મોટો હોજ ખાલી કરાવી સાફ કરાવ્યો અને તેમાં દૂધ રેડી જવા સૂચના મોકલી.

મુકરર કરેલી જગ્યાએ મળસ્કામાં અંધારામાં, બધા પોતાના ઘડા રેડી ગયા અને હોજ ભરાઇ ગયો. દિવસ ઊગતાં રાજા તથા પ્રધાને જઇને જોયુ તો હોજમાં દૂધને બદલે કેવળ પાણી જ નજરે પડયુ. રાજાને એથી દુઃખ થયુ. પણ સાથેસાથે રાજ્યના પ્રતિષ્ઠિત સજ્જનોનાં હૃદયમાં જે ન્યૂનતા હતી તેનું તેને ભાન થયુ. એ સજ્જનો વ્યવહાર-બુદ્ધિમાં કુશળ હોઈ એમણે દરેકે એવો વિચાર કરેલો કે બીજા સર્વે તો પોતાની ફરજ બજાવવાના જ છે અને દૂધનો ઘડો નાખી જ જવાના છે. એટલે હું જ એક માત્ર મળસ્કે અંધારામાં પાણીનો ઘડો નાખીશ તો કોઇને ખબર સરખી પણ નહિ પડે. પરંતુ આ રીતે દરેકે વિચાર કર્યો એટલે બધા જ ઘડા પાણીના આવ્યા. આને બદલે જો દરેકે એમ વિચાર્યું હોત કે બીજા પોતાની ફરજ બજાવે કે નહિ પણ મારે તો મારી ફરજ બજાવવી જ જોઇએ, તો ઊલટું પરિણામ આવત અને હોજ દૂધથી ઊભરાઇ જાત.

આ તો એક દંતકથા છે. હકીકતે કોઈ સમાજમાં બધા સજ્જનોની વૃત્તિ આવી હોતી નથી. પરંતુ જો કોઈ પણ વખતે કર્તવ્યથી ઊલટો વિચાર મનમાં આવી પડે છે તો તેનું કેવું વિપરીત

પરિણામ આવે છ એ આ દૃષ્ટાંત બતાવે છે. આપણુ સર્વે માટે એનું રહસ્ય તો એટલું જ છે કે જો આપણે આપણા ધ્યેયની પ્રાપ્તિ કરવી હોય તો આપણે સર્વેએ જાગ્રત રહેવું ઘટે અને બીજા પોતાની ફરજ બજાવે કે ન બજાવે પણ આપણે તો આપણે ફાળે આવતું સર્વે કામ ઉત્તમ રીતે કરી, સમાજ તરફની આપણી ફરજ અદા કરવા સતત પ્રયત્નશીલ રહેવું ઘટે.

## કર્તવ્યપરાયણુતા

તમે સર્વે તો ભાવનાશીલ અને કર્તવ્યપરાયણ છો અને તમારી આ પ્રવૃત્તિને અંગે, કે દેશહિતને અંગે જે કાંઈ કામ આવી પડે તેમાં તમે સર્વે તમારો યોગ્ય ફાળો આપતા આવ્યા છો, અને આજની પરિસ્થિતિમાં પણ તમે તમારું કર્તવ્ય સારી રીતે બજાવશો જ એવો સૌને વિશ્વાસ છે. સ્વતંત્રતાની પ્રાપ્તિ બાદ આપણે સર્વેએ એવી આશા રાખી હતી કે આપણે સર્વે દેશભરમાં શાંતિથી હળીમળીને રહીશું અને વિશ્વયુદ્ધના વારસારૂપ જે વિકટ સંજોગોમાં આપણો દેશ મુકાયો છે તેનો સારી રીતે સામનો કરી, આપણો આ દેશ આબાદ અને સુખી થાય, તે અર્થે પ્રજાજીવનના વિકાસની પ્રવૃત્તિમાં કામે લાગી જઈશું.

## દુઃખદ પરિસ્થિતિ

પરંતુ દુર્ભાગ્યે એ આશા ફળીભૂત થઈ નહિ અને કોમી વેર–ઝેરની આફતે અતિશય મોટા પ્રમાણમાં નિર્દોષ પ્રજાજનોના જાનમાલની ભયંકર હાનિ કરી અને તેથી દેશની સ્થિતિ અત્યંત દુઃખદાયક થઈ પડી. આજની આ પરિસ્થિતિમાં દેશ અને આપણી રાષ્ટ્રીય સરકાર પર જે અતિશય ભારે બોજો આવી પડયો છે, તે હળવો કરવાના કાર્યમાં, બનતો સહકાર આપવો એ સર્વે દેશપ્રેમી નાગરિકોની ફરજ છે, અને એ ફરજ અદા કરવા તમો સર્વે તમારાથી બનતું કરશો જ એવી આશા છે.

## કોમી ઐક્ય

દેશની સામે આવી પડેલા પ્રશ્નોમાં સૌથી મોટો પ્રશ્ન તો કોમી એકતાનો છે, જેનો ઉલ્લેખ પૂ. ગાંધીજીએ એમના આજના સંદેશામાં પણ કર્યો છે. આ સંબંધમાં તો તમે પૂ. ગાંધીજીના આદેશને વરસોથી અનુસરતા આવ્યા છો અને અહીંના મજૂરજીવનમાં કોમી ભેદભાવને સ્થાન નથી એ હકીકતની તો, અનેક વિકટ સંજોગોમાં પણ તમે જાળવી રાખેલી શાંતિથી સર્વેની પ્રતીતિ થયેલી છે.

## કાપડનું ઉત્પાદન વધારો

બીજો મહત્ત્વનો પ્રશ્ન જીવનની જરૂરિયાતની વસ્તુઓનું ઉત્પાદન વધારવા સંબંધીનો છે. એમાં કાપડની ઉત્પત્તિ સાથે તો તમારે સીધો સંબંધ છે. એ બાબતમાં આપણી રાષ્ટ્રીય સરકારે યોગ્ય નીતિ અખત્યાર કરી છે અને સંયુક્ત કમિટી વ. સંબંધી એમની સૂચનાનો અમલ થતાં, તમે એ કાર્યમાં તમારો ફાળો ઉત્તમ રીતે આપશો એવી આશા છે. મિલોમાં તમે તમારું કામ દેશની સ્થિતિ વિચારી પૂરી કાળજીથી અને ઉત્સાહથી કરતાં રહેશો, તો પ્રજાને આજે કાપડને અંગે જે વિટંબણા વેઠવી પડે છે, તે દૂર કરવામાં અમૂલ્ય સહાય આપશો એટલું જ નહિ પણ જે ભાગીદારીની સ્થિતિ વિષે ગાંધીજીએ એમના સંદેશામાં ઉલ્લેખ કર્યો છે તેને માટેનો તમારો અધિકાર સબળ કરશો.

## ગાંધીજીના સિદ્ધાંતોનું અનુસરણ

મજૂરપ્રવૃત્તિ અંગે તો રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસની સ્થાપના બાદ તમે દેશભરની આ પ્રવૃત્તિમાં ભાગ લેતા થઈ ગયા છો અને હવે તમારા સંગઠન અને અનુભવથી, પછાત રહી ગયેલા પ્રદેશોમાં શ્રમજીવી મજૂરોના સંગઠનમાં સહાય આપી તેમની અનેક રીતે સેવા કરી શકશો. તમારા કાર્યકર્તાઓ એ દિશામાં બનતો પ્રયાસ

કરી રહ્યા છે અને પરિણામે પૂ. ગાંધીજીએ આપેલા સિદ્ધાંતોને, દેશભરના મજૂરો મોટે ભાગે અનુસરતા થઈ જશે એવી આશા રહે છે.

## અભિનંદન

અંતમા તમે તમારા કાર્યમાં જે પ્રગતિ કરી રહ્યા છો, તેને અંગે તમને તથા તમારા કાર્યકર્તાઓને અભિનંદન આપતાં, મારી એ પ્રાર્થના છે કે, ઈશ્વરની આપણને એવી સતત પ્રેરણા મળતી રહે કે જેથી સર્વોદયની પ્રાપ્તિના કાર્યમા આપણે ઈશ્વરપરાયણ વૃત્તિ અને નમ્ર ભાવથી આપણો અલ્પ ફાળો આપી આપણુ જીવન સફળ કરી શકીએ

## મજૂર પ્રધાનનું સ્વાગત

ભાઈ ગુલઝારીલાલ આજે આપણી સભામાં પહેલી જ વાર મજૂરપ્રધાન તરીકે આવે છે. એમને હું તમારા સર્વે વતી સહર્ષ ભાવભર્યો આવકાર આપું છુ. મજૂર ભાઈબહેનોની સેવા, એમના પોતાના અંતરની જ પ્રેરણા છે. અને એ પ્રેરણાએ જ એમને આપણી પાસે આણ્યા છે. ઈશ્વરે એમને જે અનુપમ બુદ્ધિ અને સેવાકાર્યમાં એકનિષ્ઠારૂપી સંપત્તિ બક્ષી છે, તે સર્વે એમણે આ સેવામાં જ અર્પણ કરી પોતાનું જીવન સફળ કર્યું છે. મજૂરપ્રવૃત્તિને આવા કાર્યકર્તા સાંપડયા છે એ એનું સદ્ભાગ્ય છે. સેવાકાર્યનો આધાર તો ભાવનાશાળી કાર્યકર્તા ઉપર જ રહેલો છે. હકીકતે એ જ એના પ્રાણરૂપ છે. આજને પ્રસંગે એમના પ્રત્યેની આપણી ભાવભરી લાગણી દર્શાવતાં મને ઘણો હર્ષ થાય છે. ઈશ્વર એમને દીર્ઘાયુષ્ય આપે અને એમના સર્વે ઉચ્ચ મનોરથો સફળ કરે, એવી પ્રાર્થના સાથે એમને આજને માટેનો એમનો સંદેશો આપવા વિનંતી કરું છું.

---



અમેરિકાના મજૂરનેતા વૉલ્ટર રૂથર સાથે

# ૧૦. કર્તવ્યનિષ્ઠ થઈએ

[ તા. ૪-૧૨-૪૮ને રોજ બત્રીસમા મજૂર દિન પ્રસંગે લાલ દરવાજા રેકોર્ડ આફિસની સામેના મેદાનમા મજૂરોની મળેલી જંગી સભામાં મજૂર મહાજન સંઘના પ્રમુખ અનસૂયાબહેને શ્રી. જગજીવનરામને આવકાર આપતુ અને વર્ષ દરમિયાન અમદાવાદના મજૂર ભાઈબહેનોએ જે પ્રગતિ કરી છે તેનો આછેરો ખ્યાલ આપતુ અને હવે પછી મજૂર ભાઈબહેનોએ પોતાનો સાચો વિકાસ સાધી દેશ, સમાજ અને કુટુંબનો વિકાસ સાધવા શું શુ કરવું વગેરે બાબતો જણાવતું જે મનનીય અને માર્ગદર્શક પ્રવચન કર્યું હતું તે અમે અત્રે આપીએ છીએ. ]

આપણા સંગઠનને આજે ૩૧ વર્ષ પૂરાં થાય છે. એ ૩૧ વર્ષ ઉપર આપણી આ મજૂરપ્રવૃત્તિનું બીજ રોપાયું અને પૂજ્ય બાપુજીની હૂંફ, પ્રેરણા અને આશીર્વાદથી એમાંથી આજે આ મહાજનરૂપી સુંદર વૃક્ષ ફાલ્યું છે, તેની શાખાઓ સ્થળે સ્થળે સ્થપાઈ રહી છે અને તે દ્વારા મજૂરો પોતાની પ્રગતિ સાધી રહ્યા છે. આ દિવસ આપણે માટે અત્યંત પવિત્ર છે. આવા શુભ અને પવિત્ર દિવસે આપણે આપણા સિદ્ધાંતોનું સ્મરણ કરીએ, એમાં દૃઢ થઈએ અને આપણા કાર્યમાં રહેલા ગુણદોષો અને ભવિષ્યની પ્રગતિ માટે આપણે શુ શુ કરવાનું રહે છે તે વિચારીએ.

## ગાંધીજીના આશીર્વાદ

કર્યો અને એના પરિણામે આજે તમારામાંના ઘણા એમાંથી મુક્ત થયા છો. તમારી પ્રત્યે માલિકો મનુષ્ય તરીકેનો વર્તાવ રાખે એમ તમે ઇચ્છતા હતા અને એ સ્થિતિ આજે પ્રાપ્ત કરી રહ્યા છો. એવી જ રીતે તમે તમારા ઉપર આશ્રય રાખનારાઓનો આ દૃષ્ટિએ વિચાર કરજો. તેમના વ્યક્તિત્વનો પૂરેપૂરો સ્વીકાર કરવો જોઈએ અને જાણે કે અજાણે તેમના પર આપણે આક્રમણ કરીએ નહિ. માતા–પિતા, પત્ની, બાળકો અને સ્ત્રીવર્ગ તરફનું આપણું વર્તન સ્નેહભર્યું અને તેમના વ્યક્તિત્વના વિકાસને પોષનાર નહિ હોય ત્યાં સુધી આપણી સાચી પ્રગતિ થવાની નથી. આપણે જો આ ભાવના રાખતાં થઈશું તો ઘરમાં આપણે આપણા આશ્રિતો ઉપર રોષ નહિ કરીએ, અપશબ્દો નહિ બોલીએ ને હાથ નહિ ઉગામીએ. જે પોતે જ ગુલામીમાંથી મુક્ત થવા માગે છે તે બીજાને ગુલામીમાં રાખી જ કેમ શકે ?

## સમયનો સદુપયોગ

સામુદાયિક જીવનના વિકાસમાં જ આપણી શક્તિઓનો સાચો વિકાસ રહેલો છે અને એ સાધવા માટે આપણી પાસે હવે અવકાશ અને અનુકૂળતાઓ પણ ઘણી છે. એક વખત તમે બાર બાર કલાક કામ કરતાં હતાં, વેતન પણ અતિશય ઓછું મળતું. આજે તમે આઠ કલાક કામ કરો છો અને સારું કમાઓ છો. આમ તમારો જે સમય બચ્યો છે અને આર્થિક સ્થિતિમાં જે સુધારો થયો છે એનો સદુપયોગ તમારે તમારું જીવન આદર્શ બનાવવામાં જ કરવો ઘટે. મ્યુનિસિપાલિટી ભલે મહોલ્લાઓ સાફ કરાવે, શાળાઓ ચલાવે પરંતુ આપણે આપણા મહોલ્લાની સ્વચ્છતાની દરકાર ન કરીએ, આપણાં બાળકોની કેળવણી ને સંસ્કારિતામાં રસ ન લઈએ ને સમૂહજીવનને ઉન્નત કરવાનો પ્રયત્ન ન કરીએ ત્યાં સુધી આપણું સામાજિક જીવન ઇચ્છીએ છીએ તેવું સંસ્કારી, સાર્વદેશીય ને સમૃદ્ધશાળી નહિ થાય.

## અમે શું મદદ કરી શકીએ ?

આજે આપણી મધ્યસ્થ સરકારના મજૂર પ્રધાન માનનીય શ્રી. જગજીવનરામભાઈ આપણી વચ્ચે પધાર્યા છે. આપણા બધાની તરફથી હું એમનું સ્વાગત કરું છું. એમની હાજરી આપણે માટે પ્રોત્સાહજનક છે. એમના તરફથી આપણને ઉચ્ચ પ્રેરણા મળશે એવી હું આશા રાખું છું. આપણી વચ્ચે એમને જોઈને આપણી તકલીફ રજૂ કરવાની ઇચ્છા થઈ જાય એ સ્વાભાવિક છે. આપણી તકલીફો એ સારી રીતે જાણે છે, અને દૂર કરવામાં એ એમનાથી બનતું બધું જ કરશે એવી શ્રદ્ધા છે. આજે આપણને જે તકલીફો વેઠવી પડે છે એના કરતાં તો અનેકઘણી વધારે તકલીફોનો એમને સામનો કરવો પડે છે. આપણો દેશ આઝાદ થયો છે પણ આપણી સરકારને હજીયે બાહ્ય અને આંતરિક અનેક પ્રકારની મુશ્કેલીઓ ઉકેલવાની છે અને એ સ્થિતિમા એમને બનતી સહાય અને સહકાર આપણે આપવો જોઈએ. આપણે એમને ખરેખર પૂછવું જોઈએ કે દેશ સામે જે મુશ્કેલીઓ ઊભી છે તે દૂર કરવાના કાર્યમા અમે આપને શું મદદ કરી શકીએ ?

બીજી એ પણ વિનંતી કરીએ કે આપને અમારામા જે ત્રુટિઓ અને દોષો જણાય તે અમને વિનાસંકોચે જણાવવાની કૃપા કરો કે જેથી અમે તે સુધારી વધારે કર્તવ્યનિષ્ઠ થવા યત્ન કરીએ.

રાષ્ટ્રીય મજૂર સંઘના સંમેલનના કાર્યને માટે આવેલા દેશભરના મજૂર નેતાઓ આપણી આજની સભામાં પધાર્યા છે. તે સર્વનો હું તમાગવતી સત્કાર કરું છું. પૂજ્ય મહાત્માજીના મહાન સિદ્ધાંત દેશભરની મજૂરપ્રવૃત્તિમાં ઉતારવાના તેમના શુભ પ્રયાસોમાં પ્રભુ એમને સંપૂર્ણ સફળતા આપે એવી પ્રાર્થના કરું છું.

ઈશ્વર આપણને સર્વનાં, જનહિતનાં અને સર્વોદયનાં મંગળ કાર્યો કરવાની શક્તિ, સ્ફૂર્તિ અને બુદ્ધિ આપે અને આપણાં અનેક શુભ કાર્યમાં એના આશીર્વાદ અને સહાય ઊતરે એ પ્રાર્થના છે.

---

## ૧૧. સમાજ અને દેશની સેવામા

[ તા ૩૦-૧૦-૫૦ને સોમવારે સવારે, સરદાર વલ્લભભાઈ પટેલનુ સ્વાગત કરવા માટે સંયુક્ત પ્રતિનિધિ મંડળની ખાસ સભા રાખવામાં આવી હતી નવી મજૂર ઑફિસના પટાગણમાં મંચ તથા શમિયાણો બાધવામા આવ્યો હતો આમંત્રિત મહેમાનો પણ પધાર્યા હતા સરદારશ્રીની નવા મકાનમા આ પહેલી જ પધરામણી હતી સવારે નવ વાગે સરદારશ્રી પધારતા મહાજનના સેવાદળના બેન્ડે તેમને સલામી આપી હતી તે પછી તેઓ મંચ ઉપર પધાર્યા હતા તે પ્રસંગે અનસૂયાબહેને તે મંગળ પ્રસંગે સરદારશ્રીનુ સ્વાગત કર્યું હતુ. ]

પૂજ્ય સરદારશ્રી વલ્લભભાઈ,

આજને આ શુભ પ્રસંગે ગાંધી મજૂર સેવાલયમાં આપનું સન્માન કરતા અમને સૌને અત્યંત હર્ષ થાય છે

આપની તબિયત આટલી નાદુરસ્ત હોવા છતા આપે અમારું આમંત્રણ સ્વીકાર્યું અને આટલો પરિશ્રમ લઈ અહીં પધારી અમારા પ્રત્યે જે મમતા દાખવી છે તે માટે અમે સૌ આપના અત્યંત આભારી છીએ

### હૂંફ ને દોરવણી

અમને વિશેષ આનંદ તો એથી થાય છે કે, પૂજ્ય બાપુજીની ગેરહાજરીમા એમણે આદરેલા અને પોષેલા આ પવિત્ર કાર્યને અંગે અમારે જેમની પાસેથી માર્ગદર્શન મેળવવાનું છે તેઓ આજે અમારી વચ્ચે પધાર્યા છે અમદાવાદના મજૂર ભાઈબહેનો ય બાપુએ ચીંધેલા સત્ય અને અહિંસાના માર્ગે આ પ્રવૃત્તિ ચલાવી

રહ્યાં છે. છેલ્લાં તેત્રીસ વર્ષની આ પ્રવૃત્તિના આપ કેવળ સાક્ષી નથી રહ્યા પરંતુ એમના એક સાચા મિત્ર અને સલાહકાર તરીકે એમને આપની હૂંફ, દોરવણી અને મદદ સતત આપતા રહ્યા છો.

## ગાંધીજીની પ્રતિમા

મહાજનના આ નવા મકાનમાં તો આપ આજ પહેલી જ વાર પધારો છો. મહાજનને અહીંની વધતી જતી પ્રવૃત્તિને અંગે મકાનની જરૂર જણાતાં આ મકાન બંધાવવામાં આવ્યું છે. આપને જાણીને આનંદ થશે કે, આ મકાનનું સઘળું ખર્ચ મજૂરોએ પોતાની જાતમહેનતની કમાણીથી પૂરું કર્યું છે. અને પૂજ્ય બાપુજી સર્વોદયનું જે મહાન ધ્યેય મૂકી ગયા છે તેનું સૌને કાયમ સ્મરણ રહે તે વિચારથી એ ધ્યેયની પ્રેરણા આપતી એમની પ્રતિમા મકાનના પ્રવેશદ્વાર ઉપર મૂકવામા આવી છે.

## સર્વોદયની પ્રાપ્તિ માટે

અમદાવાદનાં મજૂર ભાઈબહેનો સારી પેઠે જાણે છે કે, બાપુ જે ધ્યેય ને સિદ્ધાંતો આપી ગયા છે તેને અનુસરીને જ આ પ્રવૃત્તિનું કામ આ મકાનમાં થતું રહે તેમાં જ આ મકાનની સાર્થકતા છે. મજૂર ભાઈબહેનોને અને અમને આપ એવો આશીર્વાદ આપો કે, અમે રાજકારણની રમતમાં ન ફસાઈએ તેમ કોઈ પણ પ્રકારના પ્રલોભનથી ખેંચાઈ પૂજ્ય બાપુ જે સિદ્ધાંતો આપી ગયા છે તેનાથી ચલિત ન થતાં જે માર્ગ તેઓ બતાવી ગયા છે તે માર્ગે આ પ્રવૃત્તિ ચલાવી સમાજ અને દેશની સેવામાં નમ્ર ફાળો આપતાં રહી સર્વોદયના ધ્યેયની પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ રહીએ

## ફરજ અદા કરવા

આજની વિકટ પરિસ્થિતિમા દેશનો બધો ભાર પંડિતજી સાથે આપ વહન કરી રહ્યા છો આપ બન્નેને આ જવાબદારી અદા કરવામા સૌએ સંપૂર્ણ સહકાર આપવો જોઈએ અને અમે ખાતરી આપીએ છીએ કે, તે સંબંધમા અમો અમારી ફરજ અદા કરવા સતત પ્રયત્નશીલ રહીશુ

પરમ કૃપાળુ પરમાત્મા પાસે અમારી પ્રાર્થના છે કે, તે આપને તંદુરસ્તી અને દીર્ઘાયુષ્ય બક્ષે અને દેશને માટેના આપના સર્વે શુભ મનોરથો સર્વાંશે પાર પાડે



૧૯૫૧મા રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસના અમદાવાદમા ભરાયેલા અધિવેશનમા સ્વાગત પ્રમુખ તરીકેનુ ભાષણ વાચતા

## ૧૨. ગાંધીજીનું સ્વપ્ન સિદ્ધ થયું

(૧૯૫૧મા અમદાવાદમા મળેલા રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસના ચોથા પ્રસંગે અધિવેશન સ્વાગત પ્રમુખ તરીકે આપેલું વ્યાખ્યાન.)

આમંત્રિત મહેમાનો, પ્રતિનિધિ બહેનો અને ભાઈઓ,

આજે અમદાવાદને આગણે આપ સૌનું સ્વાગત કરતાં અમને અત્યંત આનંદ થાય છે. આનંદનાં અનેક કારણો છે. ભારતના જુદાજુદા પ્રાંતોના મજૂર કાર્યકર્તાઓને આ રીતે ઈશ્વરકૃપાથી ભેગા થયેલા જોવામાં આજે મને પૂ ગાંધીજીનું સ્વપ્ન સિદ્ધ થતું દેખાય છે. સત્ય-અહિંસાના સિદ્ધાંતો અનુસાર મજૂરસેવા કરનારી અનેક સંસ્થાઓ આ રીતે સંમિલિત થઈ રાષ્ટ્રહિતનો વિચાર કરતી જોઈ પૂ. ગાંધીજીનો મહાન આત્મા સંતોષથી આજે આશીર્વાદ પાઠવતો હશે. અમદાવાદની મજૂર પ્રવૃત્તિનું સંચાલન કરતાં અને અહીંના મહાજનનું ઘડતર કરતાં, એ ધોરણે જ ભાવિમાં એક રાષ્ટ્રવ્યાપક મજૂર સંસ્થા ઊભી થાય એવી એમણે ઝાંખી કરી હતી. એવી રાષ્ટ્રીય સંસ્થા ઊભી થઈ પણ ખરી, અને થોડા જ સમયમાં સારી પ્રગતિ કરી શકી છે, એમાં ગાધીજીની સંતવાણી જ સિદ્ધ થતી દેખાય છે

### ગાંધીજીની કર્મભૂમિ અને તપોભૂમિ

અમદાવાદ શહેરમાં રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસનું ચોથું અધિવેશન આજે મળે છે, એમાંય ઈશ્વરી સંકેત લાગે છે અમદાવાદ શહેર અનેક રીતે નામાંકિત છે. એનો ઇતિહાસ ઉજ્જવળ છે. એની વિશેષતાઓ ધ્યાન ખેંચે એવી છે પણ સૌથી વધુ તો આજે એ

એ રીતે ખૂબ મશહૂર છે એ પૂજ્ય ગાંધીજીની કર્મભૂમિ અને તપોભૂમિ છે, તેમ જ તે એક મોટું ઔદ્યોગિક કેન્દ્ર છે. ઔદ્યોગિક કેન્દ્ર હોવાને લીધે જ સહજ રીતે અમદાવાદના મજૂરોને અને તેમની પ્રવૃત્તિને પૂ. ગાંધીજીની હાજરીનો અસાધારણ લાભ મળ્યો છે. એમના સર્વોદય અને સત્યાગ્રહના પ્રયોગો વ્યાપક રીતે સાબરમતીને કાઠેથી થતા હતા. તે આ નાનકડી મજૂરપ્રવૃત્તિમાં પણ થયા. એમના એ અવિરત પ્રયોગોને પરિણામે જ આજે આપણે અહીં એકઠા થઈ શક્યા છીએ.

## પુનિત સ્મરણો

આજે જે જગ્યાએ આપણે બેઠા છીએ ત્યાં પૂ. બાપુના શબ્દો એક વાર ગૂંજી રહેતા. તેમણે આ વિદ્યાપીઠની જગ્યાએ આવીને અનેક યુવાનોને પ્રેરણા આપી હતી. આપણા અધિવેશન માટે આથી વધુ સારું સ્થાન બીજું કયું હોઈ શકે? ગુજરાત વિદ્યાપીઠનું પુનિત વાતાવરણ, સામે કિનારે દેખાતો ગાંધીજીની યાદ કરાવતો અમર બાવળિયો, અને આપના જેવા કાર્યકર્તાઓનું આજનું સંમેલન જોઈને મારા મનમા ગાંધીજીના મજૂર-કાર્યનાં અનેક શુભ સંસ્મરણો ઊભરાય છે. એમાનાં કેટલાક તમોને કહ્યા વિના રહી શકતી નથી. એ સંસ્મરણોમાં આજે પણ ઉપયોગી થાય એવી વાતો ભરેલી છે. એની વાત તાજી કરવી અપ્રસ્તુત નહિ ગણાય.

## મહાજનની ભાવના

અમદાવાદમાં મહાજનની પ્રથા તો સેંકડો વર્ષોથી ચાલી આવી છે. મહાજન એટલે મોટા દિલના અને 'સજ્જન માણસ' કે તેમનું મંડળ: મુખ્યત્વે અગ્રગણ્ય નાગરિકો મહાજન તરીકે ઓળખાય છે ગાંધીજીએ એ શબ્દ મજૂરોના સંગઠન માટે વાપરીને મજૂરોને સાચા અર્થમાં મહાજન બનવાની પ્રેરણા આપી છે. એટલે તો તેમણે ૧૯૨૦માં ઘડેલા મહાજનના બંધારણમાં મજૂરો જાતસુધારણા

કરી, પોતાનાં સ્ત્રીબાળકોને સારી રીતે રાખી સંસાર રૂડો કરે, જવાબદારીથી મિલમાં કામ કરે, અને નૈતિક તાકાતથી અન્યાય દૂર કરવાને મથે એ માટે "મહાજન" બાંધે અને ચલાવે એમ એમણે સદા એમને બધાને સમજાવ્યુ. એમના આવા પ્રયાસથી સૌ મજૂરસેવકો એ પણ સમજ્યા કે ગાંધીજી એમની આ રીતિ વડે મજૂરચળવળમાં સત્યાગ્રહની પદ્ધતિ દાખલ કરી રહ્યા છે. મજૂરો પોતાના અમ તોષ પોતા તરફ વાળી પોતાનો દોષ દૂર કરી, નૈતિક શક્તિ કેળવે તો એમને માટે અન્યાય દૂર કરવો સહેલ છે. સત્યાગ્રહની જે વાત એમણે આખા દેશ માટે કરી છે તે જ વાત સરળ રીતે મજૂરોને સમજાવી, સત્યાગ્રહ જીવનની એક પદ્ધતિ છે અને લડતની એક રીતિ પણ છે. આજે બધાય માટે એની કેટલી બધી જરૂર છે!

## જીવનસુધારણાનું મહત્ત્વ

પણ ગાંધીજી તો એમની રીતિનીતિનો વ્યવહારમાં અમલ કરી બતાવવામાં માનનારા હતા. મજૂરોને વધારે પગાર અપાવ્યા તો મજૂરો તે પૈસા પોતાનું જીવન ઉન્નત કરવામાં વાપરે તેની કાળજી રાખી. તે વખતના કાયદા મુજબ વધુ કલાક કામ લેવાની છૂટ હોવા છતાં મજૂરો માટે કામના કલાક ઓછા કરાવ્યા ત્યારે ફાજલ સમયનો મજૂરો સદુપયોગ કરે તે માટે તેમણે ચિંતા રાખી, એટલું જ નહિ પણ મજૂરોના સમગ્ર જીવનની સુધારણાનું મહત્ત્વ સમજાવી તે માટેના સક્રિય પ્રયાસો મહાજન કરે તે તરફ તેમણે હંમેશ ધ્યાન આપ્યુ. મહાજન પણ એમની આ દૃષ્ટિ સ્વીકારીને આ દિશામાં યથાશક્તિ યથાઅવકાશ આજ સુધી કોશિશ કરતું આવ્યું છે. એ દિશામાં કામ કરતા વર્ષોથી મજૂર શાળાઓ, મજૂર ઇસ્પિતાલ, કન્યાગૃહ, વિકાસ મંદિરો, વ્યાયામ મંદિરો, મકાનો માટેનાં સહકારી મંડળો વગેરે રચનાકાર્ય ચલાવવા મહાજન શક્તિમાન થયુ. થોડાં વર્ષોથી મજૂર બેંક પણ ઊભી થઈ શકી છે.

## મજૂર ચળવળનાં મૂળતત્ત્વો

ગાંધીજીની અમદાવાદની પહેલી મજૂર લડતમાં જ એમની મજૂર ચળવળના લગભગ બધાંય મૂળતત્ત્વો સમાયેલાં પડયાં છે. પૂરતી તપાસને આધારે કરેલી વાજબી માગણી, માગણી હાંસલ કરવા કરેલી એક ટેક, એક ટેક પળાવવા કરેલા ઐતિહાસિક ઉપવાસ, ઉપવાસથી પેદા થયેલું નૈતિક જોમ, બહારથી મળતી મદદ લેવાને બદલે મજૂરોને હડતાળ દરમિયાન સ્વાશ્રયી કરવા આપેલું બીજું કામ, આ બધાયને અંતે થયેલો પંચનો સ્વીકાર–ગાંધીજીની મજૂર ચળવળની પ્રથમ મોટી સિદ્ધિઓ છે. મજૂરોની ફરિયાદ હોય તો વાટાઘાટ કરાય, તેથી કામ ન પતે તો ઝઘડો પંચને સોંપાય, પંચ ન મળે તો જ છેવટના હથિયારરૂપે હડતાળ હોય. પણ આવી હડતાળ એટલે અહિંસક અસહકાર. એમાં સંપૂર્ણ શાંતિ જળવાય, કોઈનો દ્વેષ ન થાય, મજૂરો સ્વાશ્રયી રહી બીજો ધંધો કરી હડતાળ ચલાવે. એક ટેક લઈ નૈતિક શક્તિ ઊભી કરે. આ રીતે મજૂરો નિર્ભયપણે લડી શકે છે, એમ અમદાવાદને ગાંધીજીએ સફળ રીતે બતાવ્યું. મજૂરોમાં તેથી અજબ આત્મવિશ્વાસ પેદા થયો. માલિકોએ પણ પંચનો સ્વેચ્છાથી સ્વીકાર કર્યો. અમદાવાદમાં પંચની પ્રથા રૂઢ થઈ અને સરકારે અદાલતોની વ્યવસ્થા કરી ત્યાં સુધી એ એકધારી ચાલુ રહી. એમાં માલિકોએ સદ્ભાવથી આપેલા આવકારદાયક સહકારને પણ ન ભૂલવો જોઈએ. અમદાવાદ ઊંડી સમજવાળું શહેર છે, અને અહીંના માલિકોએ પૂ. ગાંધીજીની પંચની પ્રથાને સફળ બનાવવામાં સક્રિય ફાળો આપ્યો એ નોંધપાત્ર હકીકત છે.

## સ્વાવલંબનનું મહત્ત્વ

બાપુએ બતાવેલા બીજા એક તથ્યનું રહસ્ય પણ ધીમેધીમે ઉકેલાતું જોઈ શકાય છે. તેમણે કહ્યું, મૂડીવાદ દોષિત છે, મૂડીદાર

નહિ. મજૂર પણ એક રીતે મૂડીદાર છે. મજૂરની મજૂરી એ પણ એક પ્રકારની મૂડી છે. એ બંને મૂડીનો કેવો ઉપયોગ થાય છે તે પર તેના ગુણદોષનો આધાર છે. મજૂર મજૂરીની શકિત સમજે તો મૂડીવાદીઓ જરૂર તેને સરખો જવાબ વાળે જ. મજૂરો મજૂરી, જાતમહેનત અને સ્વાવલંબનનું ગૌરવ કરતાં શીખે તો સ્વતંત્રતા અને સુખ તેના હાથમાં જ છે. તેઓ જવાબદારીથી કામ કરે, સમાજસેવાની ભાવનાથી કામ કરે તો અંતે ઉદ્યોગમાં એમને યોગ્ય અને ગૌરવભર્યું સ્થાન મળવાનું જ છે.

પણ આ સ્થિતિ પ્રાપ્ત કરવા તેમણે પોતાનું સંગઠન સાધી પૂરા સ્વાવલંબનથી તેનું સંચાલન કરવું રહ્યું. ગાંધીજીએ અમદાવાદના મજૂરોને આ અંગે હંમેશ ખૂબ સાવચેત રાખ્યા. પોતાની સંસ્થાના યોગ્ય સંચાલન માટે તેઓ નિયમિત અને પૂરતું લવાજમ આપે, પોતાના કામોમાં સક્રિય ભાગ લે અને સંગઠનથી સમાજસેવા કરતાં પોતાની ઉન્નતિ કરે. સ્વાવલંબી થયા વિના કોઈ મહાજન સ્થિર થયું ન ગણાય. મજૂરોએ તેને અપનાવ્યું હોય તેમ ન કહેવાય. પોતાના મહાજનને સ્થિર કરવા મજૂરોને પોતાને હોંશ થવી જોઈએ એમનામાં એટલી જાગૃતિ આવવી જોઈએ.

### સમાજસેવાની ભાવના

આટલેથી જ કામ પૂરું થતું નથી. ગાંધીજીએ બનાવેલ ભાવનામાં વિશેષ અર્થ સમાયો છે. એમની ભાવના મુજબના માલિક અને મજૂર એકબીજાના અને સમાજના હિતના ટ્રસ્ટી છે, અને બંનેએ સાથે મળી પરસ્પર સહકારથી ઉદ્યોગદ્વારા સમાજની સેવા કરવાની એટલે કે મજૂર અને માલિક સમાજસેવામાં સહભાગીદાર છે. પણ આવું સેવાભાવી વલણ પેદા કરવા માટે તો મજૂરો અને માલિકોએ પોતાની વૃત્તિમાં ધરમૂળનો ફેરફાર કરવો જોઈએ. ગાંધીજી મજૂરપ્રવૃત્તિમાં પડયા કે તરત જ તેમણે મજૂર-માલિક વચ્ચેની

તાણુતાણ જોઈ લીધી. બંને પોતાનો સ્વાર્થ જુએ છે અને તે તરફ જ ખેંચતાણ કરે છે. બંને ઓછામાં ઓછું આપીને વધુમાં વધુ લેવાની પેરવી કરતા હોય છે. પણ ગાંધીજીએ આથી તદ્દન જુદું જ અને નવું વલણ લેવા બંનેને સમજાવ્યું. બંને જણ યોગ્ય હોય એટલું જ વળતર લઈ સમાજની પોતાથી બનતી વધુમાં વધુ સેવા કરે. એકદમ આ રીતે કરવું બંનેને માટે મુશ્કેલ છે પરંતુ ગાંધીજીએ બંનેને પ્રેમભાવથી પ્રેરી આવી સમાજસેવાની ભાવના તેમનામાં પેદા કરવા સદૈવ કોશિશ કરી એ ભાવના બધાયમાં દૃઢ કરવા આપણે બધાએ હજી ખૂબ મથવાનું છે. આ દિશામાં સાચા દિલથી કામ થાય તો જ સંતોષ માનવા જેવું ગણાય. પણ એવી ભાવનાથી કામ કરવાનું બંનેને સમજાવે કોણ ?

## મજૂરસેવકનું કપરું કામ

અહીં જ સાચા મજૂરસેવકની જરૂર ઊભી થતી દેખાય છે. તેનું કામ આવું કપરું છે. મજૂરોની સેવા અને ઉન્નતિ કરતાં માલિકોને પણ સમાજસેવાના માર્ગે વાળવામાં તે સહાયભૂત થઈ શકે. સેવાની જરૂર છે મજૂરોને; એટલે મજૂરસેવક મજૂરોની સેવા માટે મથે, પણ એની સેવા માલિકોનું પણ સાચું હિત કરનારી હોય, સમાજનું હિત કરનારી તો હોય જ હોય. તેથી સેવકમાં પ્રેમ, કર્તવ્યપરાયણતાનો ઉત્સાહ, કાર્યકુશળતા, એકાગ્રતા વગેરે ગુણો હોવા જરૂરી છે. એ શુદ્ધ સાધન વડે જ મજૂરોની ખોટી વાત કે કેસ માટે તે ખોટી વકીલાત નહિ કરે. સાધનની શુદ્ધિ સાચવ્યા વિના હાથમાં આવે તે સાધનથી મજૂરોનું કામ કઢાવી લેવાની સંકુચિત મનોવૃત્તિમાં એ કદી ન ફસાય. નાનામોટા બધા સવાલોમાં પડીને મજૂરોનું કામ કઢાવી લેવાની વૃત્તિ ખોટી વર્ગભાવના ઊભી કરે છે. ગાંધીજીએ આ બાબતમાં આપણને સૌને સવેળા ચેતવી દીધા છે. સેવકોમાં પોતાનું મજૂરકાર્ય કરી લેવાનો નિશ્ચય અને શક્તિ તો સહેજે હોય પણ તેમણે તો બધાનું—એટલે સમાજનું કામ કરતાં મજૂરકાર્ય કરવાની

ભાવના રાખવી રહી. સમષ્ટિના હિતમાં વ્યક્તિનું તેમ જ સમાજના જુદાજુદા સમૂહોનું હિત સહેજે સમાયું છે, એવો વ્યવહારુ સિદ્ધાંત ગાંધીજીએ આપણી આગળ અનેકવાર રજૂ કર્યો છે. એ છે સર્વોદયનો સિદ્ધાંત. મજૂરસેવક મજૂરકાર્ય કરે છે. પણ તે સર્વોદયની સિદ્ધિ અર્થે.

## સર્વોદયનું સાધ્ય

આધુનિક ઔદ્યોગિક પરિસ્થિતિમાં મજૂરોનું જીવન સંજોગવશાત્ અનેક રીતે કષ્ટમય અને મુશ્કેલીઓથી ભરેલું હોય છે. એમની એ વિટંબણાઓ દૂર કરવા માટે મજૂરસેવાની જરૂર ઊભી થાય છે, પણ મિલમજૂરો કરતાંય પછાત અને સહાયની જરૂરવાળાં સમાજનાં બીજાં અંગો પણ છે. તેથી મજૂરજનતા પોતાની પ્રગતિ કરતાં કરતાં પોતાથી પછાતવર્ગોની સેવા કરતી થાય. ગાંધીજીની પ્રેરણાથી અમદાવાદના મજૂરો સામાન્ય જનતા પર આવી પડેલા સંકટના નિવારણના કામમાં યથાશકિત ફાળો આપતા આવ્યા છે. દેશના સંકટકાળે બનતું બધું કરવું મજૂરોનું કર્તવ્ય છે. મજૂરો અને મજૂરસેવકો સર્વોદયની ભાવનાને સક્રિય કરવાને મથે તેમાં જ તેમની સેવાનું સાર્થક છે.

## કર્તવ્ય વડે કાર્યસિદ્ધિનો માર્ગ

સર્વોદયનો પાયો રચાત્મક કાર્યક્રમ છે. ગાંધીજીએ મજૂરકાર્યને પણ રચનાત્મક કાર્ય જેટલું મહત્ત્વ આપ્યું. એમણે પોતે અમદાવાદમાં મજૂરપ્રવૃત્તિ ચલાવી તેરચના કાર્યની નીતિરીતિથી જ. મજૂરકાર્ય જો રચના કાર્ય છે તો તે પદ્ધતિથી થવું જોઈએ. ગાંધીજીએ રચનાકાર્યની પદ્ધતિ સેવકોને વર્ષો સુધી સમજાવી છે. આવા કાર્યનો આખોય ઝોક અંતરસુધારણા તરફ હોય. સ્વસુધારણા

વડે બહિર સુધારણાની એમાં પ્રવૃત્તિ હોય, એમાં સ્વાવલંબનનો સંવાદી સૂર સદા પુરાતો હોય, ને સુમેળનો તાલ વાગતો હોય, તથા જીવન ઉન્નતિના સીધા ચઢાણમાં સંતોષ ને ઉત્સાહ રહેતો હોય. પણ જીવનની ઉન્નતિ કરતાં કરતાં બાહ્ય સાધનોની યોગ્ય ને ન્યાયી પ્રાપ્તિ માટે સત્ય અને અહિંસાના માર્ગે જ મથવાનું હોય. આ રીતે મથતાં મજૂર સેવકનો પોતાનો પણ વિકાસ થાય, મજૂરો પણ પ્રગતિ કરે અને ઉદ્યોગ અને સમાજનું પણ સાચું હિત સધાય. આ માર્ગે બધું કલ્યાણ જ છે. પણ એ તપશ્ચર્યાનો માર્ગ છે, એ ધીરજ માગે છે, વર્ષો સુધીનું એકધારું કામ માગે છે, ધાંધલધમાલ નહિ પણ એકાગ્રતાથી શાંતિભરી પ્રગતિ સાધવાની વૃત્તિ માગે છે, એ માટે સદ્ગુણોનું સામંજસ્ય કેળવવું પડે છે. અંતર્મુખતા એ માટેનો સૌથી વધુ આવશ્યક ગુણ છે. ગાંધીજીએ આ બધું આચરીને આપણને બતાવ્યું છે. એમણે ચીંધેલા કર્તવ્ય વડે કાર્યસિદ્ધિના આ માર્ગે ચાલ્યા કરીશું તો આપણા ધ્યેયની નજીકને નજીક જતાં મોડાવહેલા પણ તેને પહોચવા સમર્થ થઈશું.

## મજૂર પ્રગતિનો આંક

અત્રે એ નોંધતાં ખુશી થાય છે કે થોડાં વર્ષના ગાળામાં રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસ ગાંધીજીના આ ઉચ્ચ અને વ્યવહારુ સિદ્ધાંતોને અપનાવી આટલી ફાલીફૂલી અને વિકાસ પામી. એ વિકસતી જવાની છે એમાં શંકા નથી. આપના જેવા કાર્યકર્તાઓ સૌ ભેગા થઈ કામ કરો છો એ ભાવિનાં સારાં એંધાણ છે. રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસનાં બધાં કેન્દ્રો ધ્યેય અને કાર્યની બાબતમાં સંયુક્તપણે કામ કરવા શક્તિમાન થયાં છે એ ખરેખર એક સારી એવી સિદ્ધિ છે. ઔદ્યોગિક કેન્દ્રોનાં બધાં મહાજનો સંગઠિત થઈ સ્વાવલંબી બની રા. મ. કોંગ્રેસની છાયા હેઠળ રાષ્ટ્રવ્યાપી મજૂરપ્રવૃત્તિ એકસરખી રીતે ચલાવે એમ આપણે ઇચ્છીએ છીએ. પણ આવી રાષ્ટ્રવ્યાપી મજૂર એકતા તો મજૂરજનતામાં સાચી જાગૃતિ આવે અને તેઓ

વિવેક અને જવાબદારીથી સક્રિય રીતે મજૂરકાર્યમાં ભાગ લે તો જ થાય. એમ થાય ત્યારે જ મજૂરઆલમ પ્રગતિને પંથે છે એમ કહી શકાય.

## આપણું સ્વાભાવિક કર્મ

આપણું આ અધિવેશન એવે વખતે ભરાય છે કે જ્યારે દેશ ભારે કટોકટીમાંથી પસાર થઈ રહ્યો છે. આપણે આપણા પ્રશ્નોનો વિચાર દેશના પ્રશ્નો સાથે સાંકળીને કરવાનો છે, એટલે આપણે અહીં જે કંઈ નિર્ણયો કરીએ તેમાં દેશહિતની દૃષ્ટિ રહેશે જ. આપણું એ સહજ અને સ્વાભાવિક કર્તવ્ય છે.

## મજૂરકાર્ય અને ચૂંટણીઓ

આપણો દેશ સ્વતંત્ર થયા પછી પહેલી વાર ચૂંટણીની કસોટીમાંથી ટૂંક સમય પછી પસાર થનાર છે. પુખ્ત ઉંમરના એકેએક પ્રજાજનને મતાધિકાર મળવાથી લોકશાહીનો એક મોટો અખતરો થવાનો છે. આપણે કેવું રાજતંત્ર જોઈએ છે તેનો નિર્ણય કરવાનો રહે છે. પ્રજાજન તરીકે સૌએ પણ એમાં ભાગ લેવાનો રહેશે. હું તો તમને એટલી જ યાદ આપીશ કે આજે આ દેશમાં સારા અને સ્થિર વહીવટની જરૂર છે. જેઓ પ્રામાણિક અને કુશળ હોય અને સાથે એ કાર્યને માટે લાયકાત ધરાવતા હોય તેમને જ આપણા મત આપીશું તો આપણે આપણી જવાબદારી યોગ્ય રીતે અદા કરી ગણાશે.

## ધારાસભાપ્રવેશ

ચૂંટણીઓની વાત કરતાં ધારાસભાપ્રવેશ વિષે પણ વિચાર આવે છે. મજૂરપ્રવૃત્તિને માટે અમુક અંશે રાજ્યતંત્રની સહાયની પણ જરૂર રહે છે. મજૂરજીવનના યોગ્ય વિકાસ માટે કાનૂની તેમ જ બીજી કેટલીક અનુકૂળતાઓ રાજતંત્રદ્વારા મેળવવાની હોય છે અને તે માટે એ ક્ષેત્રમાં પણ અમુક અંશે કામ કરવાનું જરૂરી

જણાય. એ કામ કેવી રીતે થઈ શકે તે વિચારવાનું રહે છે. એને અંગે મજૂર કાર્યકર્તાઓને ધારાસભામાં જવાનું થાય તો સંગઠનના રચનાત્મક કાર્યમાં વિક્ષેપ પડવાનો ભય રહે છે. આખી પરિસ્થિતિ સારી રીતે તપાસીએ તો મજૂર પ્રવૃત્તિની સફળતાનો આધાર તો રચનાત્મક કામ ઉપર રહેલો જણાય છે. વળી જો મજૂરોનુ સંગઠન મજબૂત હશે, એનું સંચાલન કુશળતાથી થતું હશે તો જ રાજતંત્રદ્વારા જે સગવડો મળે તેનો સાચો અને સારો ઉપયોગ થઈ શકે એટલે ધારાસભામાં ગયા વગર અન્ય સભ્યો દ્વારા પણ મજૂરપ્રવૃત્તિને માટે જરૂરી અનુકૂળતાઓ મેળવી શકાય એમ હોય તો તે દિશામાં પ્રયત્ન કરવો સલાહ ભરેલ હોય એમ લાગે છે. પરંતુ આ કાર્ય માટે અમુક થોડાક કાર્યકર્તાઓ પણ ધારાસભામાં જાય એ જરૂરનુ જ હોય તો તે માટે પ્રબંધ કરતાં મૂળ રચનાત્મક પ્રવૃત્તિમાં જરાયે ખલેલ ન પડે એ વિષે પૂરી કાળજી રાખી નિર્ણય કરવો અત્યંત જરૂરી જણાય છે. મજૂરસંગઠનના કાર્ય માટે કુશળ કાર્યકર્તાઓની મુશ્કેલીઓ જોતા આવા કાર્યકર્તાઓનો સમય કોઈ પણ કારણે વ્યર્થ ન જાય એ જોવું કર્તવ્યરૂપ લાગે છે.

## દેશના ભલામાં આપણો નમ્ર ફાળો

આજે દેશમાં ગરીબાઈ, બેકારી અને ખોરાક, મકાન તથા માલસામાનની ભારે તંગી માલૂમ પડે છે. તેમાં આ વર્ષે કેટલાક પ્રદેશો ઉપર દુકાળની આફત પણ ઝઝૂમી રહી છે. આ સ્થિતિ સુધારવા આપણે ખૂબ વિચાર કરવો ઘટે છે. સૌ એકબીજાનો દોષ જુએ, કાર્યકર્તાઓ સુધરેલી ગાળાગાળી કરે તેથી પક્ષાપક્ષી થશે પણ દેશની સ્થિતિ સુધરશે નહિ પણ ઊલટી મુશ્કેલીઓ વધશે. સ્થિતિ સુધારવાનો ઉપાય તો કરકસર કરવાનો, બગાડ અટકાવવાનો અને ઉત્સાહથી ઉત્પાદન વધારી એકબીજાને મદદ કરવાનો છે. આ મૂળભૂત વાતનો અમલ કરીશું તો દેશના ભલામાં આપણે આપણો નમ્ર ફાળો આપ્યો ગણાશે.

## હિંસામાત્ર નાબૂદ કરીએ

બીજા પણ એક અણઘટતા તત્ત્વને નાબૂદ કરવાનું આપણે વિચારી લેવાનું છે. દેશમાં આજે હિંસા અને વેરઝેરનું વાતાવરણ જામતું દેખાય છે. મજૂરો પણ એમાંથી મુક્ત છે એમ કહી શકાય તેમ નથી. ઠેરઠેર હિંસાત્મક હુમલા થયાના સમાચારો મળે છે મજૂરદળો વચ્ચે પણ ઝઘડાઓ થયા કરે છે પરંતુ એ કદી પણ ભૂલવા જેવું નથી કે હિંસાથી મેળવેલુ કશુ ટકતું નથી, પચતું નથી અહિંસાનુ રહસ્ય સમજતા હિંસાની નિરર્થકતા સહેજે સાબિત થઈ રહે છે. અહિંસા ને પ્રેમથી પેદા કરેલું અને મેળવેલું ટકાઉ અને કાયમી છે એ વાત સદા ખ્યાલમાં રાખવા જેવી છે. આ માટે એવો પ્રબળ પ્રજામત ઊભો કરવો જોઈએ કે જેથી હિંસાને આપણે દેશનિકાલ કરી શકીએ.

## મૂંઝવતા સવાલો

દેશવ્યાપક આ સવાલોની સાથેસાથે ઉદ્યોગના સવાલો પણ મૂંઝવે એવા ઊભા થયા છે રેશનલાઈઝેશન, રિટ્રેન્ચમેન્ટ (કારીગરો ઓછા કરવા), મોંઘવારી ભથ્થું, બોનસ, પગાર, કામગીરીની સ્થિતિ વગેરે આજના મૂંઝવતા સવાલો છે. મજૂરોના રહેઠાણોનો પ્રશ્ન પણ ઠીકઠીક હેરાન કરે એવો છે. આ બધા પ્રશ્નો ગંભીર વિચારણા માગી લે છે. અહીં બેસીને એ અંગે આપણે યોગ્ય નિર્ણયો લેવાના છે. આ સાથે એક પાયાની વાત તરફ પણ આપ સૌનું ધ્યાન ખેંચવા ચાહું છું. અને તે ઔદ્યોગિક સંબંધોનો જૂનો છતાં સદાય તાજો એવો કોયડો.

## ઔદ્યોગિક સંબંધોમાં પ્રેમ

ઔદ્યોગિક ઝઘડાઓના નિકાલ આજે કેટલાક કાનૂનથી થાય છે. એનાથી કંઈ કામ તો થાય છે છતાં એમાં થતી ઢીલ, એમાંથી પેદા થતી તંગદિલી અને મજૂરમાલિક વચ્ચે પેદા થતું અંતર

ઔદ્યોગિક સંબંધો બગડવાનાં કારણો છે. તેથી ગાંધીજીની બતાવેલી વાત ફરીથી તાજી કર્યા વિના છૂટકો નથી. એમણે કહ્યું કે ઔદ્યોગિક સંબંધો કૌટુંબિક સંબંધો જેવા હોય. તે માટે મજૂર અને માલિક ઝઘડાના નિકાલ માટે પરસ્પર વાટાઘાટ કરે. મરજિયાત પંચનો ઉપયોગ કરે. સમૂહ કરારનો આશરો લે. આજે તો ત્રિપક્ષી પરિષદનું સાધન પણ આપણી સામે છે. આ સાધનોના ઉપયોગવડે ઔદ્યોગિક સંબંધો સારા અને મીઠા કરવા એ જ પાયાનું મૂળભૂત કાર્ય છે રેશનલાઈઝેશન, મોંઘવારી ભથ્થું વગેરે સવાલો કાયમી નથી, એ તો આજ પૂરતા છે. એનો નિકાલ કરશો, એટલે બીજા ઉભા થશે. પણ કાયમી સવાલ છે ઔદ્યોગિક સંબંધોનો. એ સંબંધો સારા હોય તો જ ઉત્પાદન વધે અને ઉદ્યોગનો વિકાસ થાય એટલે એ સવાલનો ઉકેલ સાચી, સારી અને મીઠાશભરી રીતે કરવામાં મજૂર–માલિક, તેમ જ સૌનું હિત સમાયેલું છે.

ઔદ્યોગિક સંબંધો અને સવાલોના ઉકેલનો જ માત્ર નહિ પણ સમગ્ર મજૂરપ્રવૃત્તિના યોગ્ય સંચાલનનો રાજમાર્ગ આપણા મહાન માર્ગદર્શક ગાંધીજીએ આપણને બતાવ્યો છે. મજૂરકાર્યનું વિશાળ કાર્યક્ષેત્ર આપણી સમક્ષ પડયું છે. કાર્યકર્તાઓમાં દૃઢ નિશ્ચય અને સાચો ઉત્સાહ હોય તો પછી વિજયને વાર નથી પરંતુ આપણે આપણી મર્યાદા સમજી લઈએ. આપણામાં ઘણી ઉણપો છે, આપણે સૌ અધૂરા છીએ, છતાં આપણી પાસેની પૂ. બાપુએ ઘણી આશા રાખી છે. આપણે આપણી ઊણપો દૂર કરી એમની આશા પાર પાડવાની છે

આપણે હજી ઘણી લાંબી મજલ કાપવાની બાકી છે આ અધિવેશન આપણા કામને માટે આપણને કટિબદ્ધ કરે, તે માટે ઉત્સાહપૂર્વક મંડી પડવાનું જોમ પેદા કરે, એ માટે આજની તકને યોગ્ય અને પૂ. ગાંધીજીના સિદ્ધાંતોને અનુકૂળ એવા ઠરાવો અને



૧૯૫૧મા અમદાવાદમા ભરાયેલા રાષ્ટ્રીય મઝદૂર કોંગ્રેસના સ્વાગત પ્રમુખ

નિર્ણયો કરી તેમને પાર પાડવા કૃતનિશ્ચય થઈ આ સંમેલનને સફળ કરવાની શક્તિ ઈશ્વર આપો.

આપ સૌ દેશના દૂર અને પાસેના જુદાજુદા પ્રાંતોમાંથી અહીં પધાર્યા છો. આપની સગવડો સાચવવા અમોએ યથાકિત પ્રયાસો કર્યા છે, તેમ છતાં આજની નાજુક પરિસ્થિતિની વચ્ચે આપની સરભરા કરવામાં ઊણપો રહી છે અને આપને ઘણી અગવડ સહન કરવી પડી છે તે માટે અમે સૌ ક્ષમા ચાહીએ છીએ.

આ પ્રસંગને સક્રિય કામથી શોભાવવા એકઠા થયેલ, આપ સૌનું ફરી એકવાર સ્વાગત કરતાં મારો હર્ષ વ્યકત કરું છું. અંતમાં મારી પ્રાર્થના છે કે આ સંમેલન ઈશ્વરકૃપાથી સર્વને હિતકારી નીવડો.

---

## સ્ત્રીઓને ભણાવો

આપણા દેશમાં હાલ સ્ત્રીઓની સ્થિતિ અત્યંત દુઃખદાયક બની છે. જે ભારતમાં વિદ્યાની દેવી તરીકે સરસ્વતીની આરાધના થાય છે ત્યાં આજે સ્ત્રીઓનો મોટો ભાગ સાવ અભણ હોય એ કેટલું કરુણાજનક છે! અને જે દેશમાં માતાઓ જ અભણ હોય તે દેશ શી રીતે આગળ પણ વધી શકે? મજૂરભાઈઓ આ વાત તરફ ધ્યાન આપશે અને પોતાના કુટુંબની બહેનોને શિક્ષણ લેવા પ્રોત્સાહન આપશે તેમ જ જરૂરી અનુકૂળતા પણ કરી આપશે. તા. ૨-૪-'૩૯

## ૧૪. પ્રેમની મૂર્તિ

[તા. ૧૮-૨-૬૬ના રોજ મજૂર મહાજન સંઘની ઑફિસમાં શિવરાત્રી અને કસ્તૂરબા દિન નિમિત્તે મજૂર કુટુંબની બહેનોના એક સંમેલનમાં અનસૂયાબહેને પ્રમુખપદેથી કરેલું વ્યાખ્યાન.]

બહેનોએ સ્વમાની બનવું જોઈએ. સ્વમાની બનવા ચારિત્ર્યનું ઘડતર કરવું ખૂબ જરૂરી છે. ચારિત્ર્યનું ઘડતર નાનીનાની સારી ટેવો પાડવાથી તેમ જ નાનીનાની બાબતો વિષે ચીવટ રાખવાથી થાય છે.

ઘરમાં જ્યારે તકરારનો પ્રસંગ આવે ત્યારે મૌન અને શાંતિ રાખવાથી ઘણી સારી અસર થાય છે. તકરાર તો ત્યારે જ થાય જ્યારે બે જણા સામસામા બોલે ત્યારે.

મનુષ્યજીવન આપણને મળ્યું છે તે ઉન્નત બનાવવા માટે મળ્યું છે.

આત્મા ઉચ્ચ કોટિનો છે એમ સમજજો. સારું શું અને ખોટું શું તે પારખતાં થજો. જો આ બધું ધ્યાનમાં રાખીને આચરણમાં મૂકશો તો તમારું જીવન ધન્ય થશે.

### સમાનભાવ રાખો

ઘરમાં છોકરાની વહુ હોય અને દીકરી હોય તો બન્ને વચ્ચે ભેદભાવ રાખવો જોઈએ નહિ. વહુ અને દીકરી બન્નેને સરખાં રાખવાં જોઈએ. ઘણીયે વખતે બહેનો જ બહેનોને દુઃખ દે છે, સાસુ તરીકે વહુને કે નણંદ તરીકે ભાભીને. જેવું દુઃખ આપણને કોઈના કહેવાથી લાગે તેવું જ દુઃખ આપણા કહેવાથી બીજાને લાગશે, તેનો વિચાર કરવો જોઈએ.

### સબૂરી કેળવો

કોઈ ગાળો દેતું હોય અને આપણે સામી ગાળો દઈએ જ નહિ તો અંતે ગાળો દેનાર થાકીને શાંત થશે. સબૂરી રાખવાથી જીવનને ઘણો ફાયદો થાય છે.

## માર ખાવાથી સ્વમાન હણાય છે

ઘણીયે વખત સ્ત્રીઓને તેમના ધણી તરફથી માર પડે છે. સ્ત્રીઓને માર પડવો જોઈએ નહિ. સ્ત્રીઓએ માર ખાવો જોઈએ નહિ. મહાજનની શરૂઆતના દિવસોમાં મજૂરો મારી પાસે ફરિયાદ કરતા કે મુકાદમ, જોબર અમને મારે છે. હું તેમને કહેતી કે તમારે માર ખાવો જોઈએ નહિ એટલું જ નહિ પરંતુ તમારે ઘેર પણ સ્ત્રીઓને મારવી જોઈએ નહિ. મારવાથી કે માર ખાવાથી સ્વમાન હણાય છે. મજૂરો અને સ્ત્રીઓ બંને સ્વમાની બને એટલા માટે કહું છું કે મજૂર કુટુંબોમાં માર ખાવાના અને મારવાના બનાવો ન બને તે તમારે સૌ બહેનોએ જોવું જોઈએ.

જીવનમાં કલેશ હોય, કંકાસ હોય, સ્ત્રીઓ દુઃખી હોય તો સંસાર રૂડો કેમ થાય? સંસાર રૂડો કરવા સ્ત્રીઓ તરફ સન્માનવૃત્તિ બતાવવી જોઈએ. ઘણીયે વખત સ્ત્રીઓ પોતાનાં બાળકોને મારે છે. બાળકોને મારવાથી તેમનો વિકાસ રૂંધાઈ જાય છે. બાળકોને તો પ્રેમથી જીતી લેવાનાં હોય. બાળકોને ભય દેખાડીએ, દબાવીએ તો તે છોકરાંઓ ડરપોક થાય, તેઓનું મન કોચવાઈ જાય, તેમનો વિકાસ રૂંધાય. આવાં ડરપોક છોકરાંઓ જીવન કેવી રીતે ઉજ્જવળ કરી શકે?

## પ્રેમની મૂર્તિ મા

આજે તો મજૂરોની સ્થિતિ ઘણી સુધરી છે. બાળકોને નાનપણથી જે સંસ્કાર આપીએ તેવાં થાય. એટલે બાળકો સારું બોલે, ચોરી ન કરે, અને ભણતર મેળવી સંસ્કારી બને તે જોવાનું કામ માનું છે. આ ઉપરાંત બાળકના દાંત ચોખ્ખા હોય, શરીરે સ્વચ્છ હોય, સ્વચ્છ કપડાં પહેરતો હોય તે પણ જોવાનું કામ માનું છે. મા પ્રેમની મૂર્તિ છે. અને પ્રેમ વડે મા બાળકને જીતી લઈ શકે છે.

## લજ્જાળુપણું સ્ત્રીઓનું ભૂષણ છે

બહેનોનો પોષાક શરીરને ઢાંકવા માટે છે, નહિ કે શરીરને દેખાડવા માટે. આજકાલ ફેશન વધતી ચાલી છે અને એવાં કપડાં

પહેરાય છે કે જેથી શરીરને ઢાંકવા કરતાં શરીર વધારે દેખાય! આ બધું દેખાદેખીથી થાય છે, પરંતુ તે સારું નથી.

દેખાદેખીથી ફેશન કરવી સહેલી છે પણ આત્મબળ કેળવવું અઘરું છે. શરીર આત્માનું મંદિર છે, પ્રદર્શન કરવાની વસ્તુ નથી. છોકરીઓને નાનપણથી જ આ સંસ્કારો આપવા જોઈએ. સંસ્કારી માબાપને ત્યાં ઉછરેલી છોકરી સાસરે જાય છે ત્યાં સંસ્કારી વર્તનથી તે બધાંને જીતી લે છે. લજ્જાળુપણું સ્ત્રીઓનું ભૂષણ છે તે ભૂલવું જોઈએ નહિ. બહાર બધે હરીએ, ફરીએ, સામાજિક કામ પણ કરીએ પરંતુ આત્મરક્ષણ કરવાની શક્તિ પણ કેળવેલી હોવી જોઈએ.

## ઉન્નત બનો

આપણે સૌએ જીવનને ઉન્નત બનાવવું છે. જીવનને ઉન્નત બનાવવા આપણે કોઈને અન્યાય ન કરીએ, કોઈ આપણને અન્યાય ન કરે તે જોઈએ. તમારા હાથથી કાંઈ ખોટું ન થાય તેનો વિચાર કરજો. નોકરી કરતી બહેનોએ મુકાદમની ખુશામત કરવી જોઈએ નહિ, નીતિના માર્ગેથી ચલાયમાન થવું જોઈએ નહિ. નોકરી જાય, જીવ જાય પણ ખોટે રસ્તે તો ન જ જવાય. આવા દઢ વિચારો મજૂર બહેનોમાં હોવા જોઈએ. ચાલચલગત ખરાબ હોવી એ ખોટું છે તેવી જ રીતે ચોરી કરવી, જૂઠું બોલવું એ પણ ખોટું છે.

કેટલીક વખત સ્ત્રીઓ કપડાં, દાગીના વગેરેના મોહમાં પડીને જીવન ખરાબ કરે છે. આવું ન થાય તે માટે બહેનોએ સ્વાશ્રયી પણ થવું જોઈએ. પોતે મહેનતથી જ કાંઈ કમાય તે પોતાની પાસે રહે અને પોતાની જરૂર માટે પોતે ખર્ચ કરે તેવી વ્યવસ્થા હોવી જોઈએ. તેને લાચાર અવસ્થામાં રહેવું ન પડે તે જોવું જોઈએ. તમારામાં સારી લાયકી આવે અને તમારું ઉન્નત જીવન જોઈને અન્ય વર્ગ તમારું અનુકરણ કરે એમ હું ઇચ્છું છું.

સહુને સમાન હકો, તક અને સગવડો મળે, સહુનું સ્વમાન સચવાય, સહુની શક્તિનો ઉદય થાય, અને કોઈ એકબીજાનું શોષણ ન કરે એવી સમાજરચના સ્થાપવા આપણે ઝંખી રહ્યાં છીએ. જે સમાજરચનામાં મનુષ્યને મનુષ્ય માટે પ્રેમ, સ્વાર્થને સ્થાને એકમેકને માટે ત્યાગ કરવાની વૃત્તિ હોય એ જ સમાજરચના મનુષ્યજાતને સુખી કરી શકે તેમ છે.

અનસૂયાબહેન

મનુષ્યજીવન આપણને મળ્યુ છે તે ઉન્નત બનાવવા માટે મળ્યુ છે. આત્મા ઉચ્ચ કોટિનો છે એમ સમજજો. સારું શું અને નરસું શું તે પારખતાં થજો. જો આ બધુ ધ્યાનમાં રાખીને આચરણમાં મૂકશો તો તમારું જીવન ધન્ય થશે

અનસૂયાબહેન